3389

# सदबोध वार्त्ता संग्रह.

ભાગ ૧ લો.

બનાવીને છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ઊમીયાશંકર નથુ ઓઝા.**

સરધાર.

અમદાવાદમાં

રીચીરોડ ઉપર કાજીહુસેનની પોળમાં પોતાના
મકાનમાં "સમશેર બાહાદુર" છાપખા-
નામાં સવાઈભાઇ રાયચંદે છાપ્યો.

ઈ. સ. ૧૮૮૮ સંવત ૧૯૪૪

કિંમત રૂ૦-૭-૦

३३८९

# सद्बोध वार्त्ता संग्रह.



## अर्पण पत्रिका.

**મુરબ્બી મેહેરબાન શ્રી જેઠાલાલ અનોપરામ પેટા તાલુકા સ્કુલ માસ્તર સાહેબ—સરધાર.**

**મનહર.**

જેનો પ્રતિ દિન પ્રયાસ, ખાસ કેળવણી તણો;
ઠામ ઠામ બાળને સુધારીને વધારે છે.
લાયકપણાના સત ગુણો જેના દિલ વિસે;
લવલેશ ગર્વ ઉરમાં ન કદી ધારે તે.
સુગ્રંથનો સાથ નિર્મળ નામ આપ તણું.
ખીણુતા મટાડીને પ્રવિણુતા વધારે છે.
રમાપતિ પ્રતિદીન, અતી અતી સુખ આપે,
હોજો જય સદા ઉમૈયાશંકર ઉચારે છે. ૧

**સાહેબ.**

આપની વિદ્યા વૃદ્ધિ તરફ અહરનીશ અત્યંત ઉલટ, તથા પરોપકાર બુદ્ધિ જોઈને અને જ્યારથી તમારે મારે સેવ્ય સે-

વકનો સબંધ થએલો છે. ત્યારથી મને લઘુ ભ્રાત સમ ગણી હમેશાં નિર્મળ પ્યારથી જુઓછો તથા મારાપર આપનો પૂર્ણ પ્રેમ છે. એ આપ શુભ ગુણ સંપન્ન મુરબ્બીની યાદદાસ્ત તરીકે આ વાર્ત્તિક લઘુ ગ્રંથ હું અત્યંત પ્રેમથી અર્પણ કરૂછું તે સ્વીકારશો.

હું છું.

આપનો આધિન સેવક

ઉમીઆશંકર નથુ ઓઝા.

સરધાર.



# પ્રસ્તાવનાં

આપણી આર્ય પ્રજામાં દિન પ્રતિદિન દુ:ર્ગુણો વૃદ્ધિ પામતા જાય છે; જેથી આર્ય બંધુઓ મહા દુ:ખીત સ્થિતિએ પહોંચતા જાય છે. તે દુ:ર્ગુણોને દૂર કરવાને સદગુણને સંઘરવા આ "સદ્બોધ વાર્તા સંગ્રહ"નું લઘુ પુસ્તક આર્ય પ્રજાને ઉપયોગી સમજી બાહાર પાડવાનો મારો વિચાર થયો. તે વિચાર અમલમાં આણુવાને મારા મુરબ્બી ત્રવાડી બાવા ઝીણા મિ. ત્રીંભોવન કહાનજી ને સરકારી ગુજરાતી સ્કુલના આસિસ્ટંટો ને મિત્રોએ મને પૂરતી ભલામણુ કરી તેથી મેં આ પુસ્તક બહાર પાડયું છે.

આ પુસ્તક રચવાનો મારો પેહેલોજ પ્રયાસ છે. જેથી આમાં અગણીત દોષો આવ્યા હશે: તે વાંચનાર સાહેબો દરગુજર કરવા કૃપા કરશો. એવી મારી નમ્ર વિનતિ છે.

આ લઘુ પુસ્તક બનાવવામાં મારા મુરબ્બીઓ, ને મિત્રોએ મને જે જે મદદ આપેલી છે. તે સર્વનો આભારીછું.

આ પુસ્તક છપાવવામાં ઘણીજ ઢીલ થઇ છે. તે કદરદાન ગ્રાહકો મેહેરબાની કરી માફ કરશે એવી આશા છે. સદરહુ પૂસ્તકનાં પ્રૂફ સુધારવામાં મારા પ્રિય ભાઇ મુળશંકર મયાશંકર ઓઝા, તથા મિ૰ વજેશંકર સામજીએ મદદ આપીછે.

વિનતી

આભારી શેવક

ઉમીઆશંકર નથુ ઓઝા

આસિસ્ટંટ.

# સદ્બોધ વાર્તા સંગ્રહ.

॥ मंगळा चरण ॥

श्लोक

नमस्तेजगतांनाथ, नमस्तेप्रमथाधिपः ॥
नमस्तेपार्वतीकोष नमस्तेवृषभध्वज ॥
नमोऽष्टमूर्तये तुभ्यंचराचरमयायच ॥
ग्रंथारंभनमामि, त्रिनेत्रंत्रीपुरारिकूः ॥

( श्रीमाळ महात्म )

## "શ્રી ધર્મો જય"

## વાર્તા ૧ લી.

॥ श्लोक ॥

प्रियेनातिभृशांहष्येदाप्रियेनचसंज्वरेत् ॥
नमुह्येदर्थकृछ्रेषुनचधर्मपारित्यजेत् ॥ १ ॥

## દોહરો.

મોહ રૂપી સંસારમાં, મૂકત થતાં છે વાર;
સત્ય ધર્મ સેવે પ્રીતે, તે ઉતરે ભવપાર.

એક સમે ત્રિલોકનાં પતિ સર્વ દેવ દાનવ માનવના અધિષ્ટાતા, અધમોચન ભીડભંજન ત્રીપુરારી એવા જે સ્વાયંભૂ, તે કૈલાસને વિષે પોતાની પ્રિયકાંતા પાર્વતી સહીત બીરાજેલા હતા. મહિપતિ એવા જે મહેશ્વર પોતાની પ્રિય પ્રતિ પ્રત્યે ઘણી એકધર્મની સત્‌ગુણાદિ હાસ્યજનક વાતો કરી આનંદ ઉપજાવતા હતા. ધર્મ ચર્ચા ચાલતી હતી ત્યારે પાર્વતીજીએ પૂછ્યું, હે પ્રાણનાથ! આપ કહોછો કે કળીયુગને વિષે ધર્મનો મર્મ કોઇ નહીં પીછાણતાં નિજ કૂળનો મૂળ ધર્મ તજી પરાયા ધર્મ ગ્રહણ કરશે. અધર્મી જનોને ધર્મ કરવાના તો સાંસા! પણ જો કોઇ ધર્મ નીતિથી વર્તતો હશે; તેઓની મશ્કરી કરી નીંદા કરશે. વખતે ધન ધૂતી ખાવા કાજે ઉપરથી નિજધર્મનો અચ્છો ભપકો બતાવશે. પણ "ભીતરકી તો રામ જાણે." એ રીતે દગારૂપી ધર્મથી ઘણુંક સંકષ્ટ વેઠી અંત સમયે અઘોર પાપના પુંજથી જમદ્વારને પ્રાપ્ત થશે.

પાર્વતીજી વદયાં હે પ્રાણપ્રિયે! તે ખરૂં. પણ કળીયુગમાં સર્વ મનુષ્યો અધર્મી, દુરાચારી, દુઃર્ગુણી, અસત્યી, કતઘ્ની, થશે. કે કેમ. સ્વાયંભૂ વદયા, કળીયુગને વિષે સર્વ મનુષ્યો કંઇ અધર્મી હોતાં નથી. સત્‌ધર્મી હશે પણ તે જવલ્લેજ. સત્‌ધર્મ દંપતિની એક સુંદર કથા આ પ્રસંગે કહું છું; તે હે

પ્રિયકાંતા તું શ્રવણ કર.

કુંદનપૂર નામનું એક નાનું પણ રળિયામણું શેહેર આગળના સમયમાં મકવા નદીને કિનારે શુશોભિત, ને સુંદર દેખાવનું લાગતું હતું. શેહેરના સર્વ મનુષ્યો પોતાના ધર્મના ખટ્‌કર્મથી, વેપાર રોજગારની છોળથી દ્રવ્યવાન હતા. હાલ તે શેહેર નબળી સ્થિતિએ પહોંચ્યું હતું. લોકો પોતાનો સત્યધર્મ તજી પરધર્મ શ્રેય કરી માનવા લાગ્યા હતા. ધંધાદારીઓ આળસુ, ને નીરૂધમી; જેથી પૈસા પાત્ર થોડાજ હતા. એતો ખુલ્લું છે કે જ્યાં ધર્મ આદિ સુકૃત્ય લેશ થાય નહિ; તે દેશ બેશક નિ· ર્ધન, દરિદ્રિ, ને દુઃખી હોય તેવીજ આ શેહેરની દશા તે કાળે હતી.

તે શેહેરમાં પ્રભુદાસ નામે વિપ્રવસતો હતો. તેને એક પત્ની, તથા એકજ તનુંજ હતો. વિપ્રવેદ વિદ્યા આદિમાં વિ- ચિક્ષણ, તેમ સ્વધર્મોને ભણેલો હતો. કહ્યું છે કે "નિજધર્મ સર્વથા ઉત્કૃષ્ટ કલ્યાણદાયી છે" તે પ્રમાણે તે વિપ્ર નિજધર્મ એક નેક ટેકથી પાળવા તત્પર રહેતો. ધર્મ પાળવાના નિયમોને ગ્રહણ કરી હરનીશ વર્ત્તતો. હમેશાં એવું પણ હતું કે કોઈ અતિથિ યા સુપાત્ર વિપ્રને ભોજન જમાડી પોતે ભોજન જ- મતો. તેની સ્ત્રી નામે ભકતભામિની પણ પોતાના ધર્મમાં કુ- શળ હતી. સ્ત્રીના ધર્મ વિશે મહાન મનુષ્યોના વાક્ય નીચે પ્રમાણે છે.

॥ श्लोक ॥

स्त्रीणांचपतिदेवानां, तच्छुश्रुषाऽनुकूलता ॥

**तदबंधुष्वनुंवृत्तिश्रा, नित्यंतदव्रतधारणं ॥ १ ॥**

**અર્થ**—સ્ત્રીઓએ સ્વામીને ઇશ્વર ગણી તેનું વચન સદા પાળી શેવા કરવી. જેથી સ્વર્ગ સુખને ઉત્તમ ફળ મળવાનું સર્વોતમ સાધન રૂપ છે. તે પ્રમાણે તે પતિવૃતા ભક્ત ભામિની સ્વામિની શેવામાં હાજર રહેતી, તેનો પુત્ર ભક્તિદાસ પણ શીવનો સત્ય ભક્ત હતો. ને શીવની સેવા હરનીશ હર્ષ યુક્ત કરવા ચૂકતો નહિ.

હવે એક સમે જગતપાળક દયા સિંધુ, જે ઇશ્વર તેને ચિત્તને વિષે વિચાર થયો કે કળીયુગમાં મારા કેટલાક ભક્તો છે. તેમાં સત્ય અસત્યી કેટલા છે. તેની પરિક્ષા કરવા આજે જાઉં. એમ વિચારી પોતે બડા જોગીંદર બની પેલા કુંદનપુરમાં પ્રભુદાસને ઘેર ભિક્ષા માગવા ગયા. પ્રભુદાસે ભિક્ષાનો સ્વર સાંભળી દ્વાર બાહારથી જોગીંદરને દંડવ્રત કરી ગ્રહમાં લાવી આસનપર બીરાજમાન કરી કહ્યું. હે બ્રહ્માત્મા? આપે કરૂણા કરી મારે ત્યાં પધારી મારૂં ઘર પાવન કર્યું. તેથી આજે મારાં સદ ભાગ્યનો પ્રભાકર પ્રફુલ્લીત થયો; એટલુંજ નહીં પણ આજે આપના દર્શનના અમુલ્ય લાભથી મારૂં જીવતર સફળ થયું. હવે ભોજન સમય થયો છે. માટે ભોજન કરવા પધારો. જોગીરાજ બોલ્યા. હે બ્રહ્મ? હમ જંગલકે નિવાસી રાંધેલા ધાન્ય પ્રાસન નહિં કરતા હેં. હમકું જંગલકા બડા ચમત્કારીક અમ્રિત ફળ હોવે. તબ પ્રાશન કરને ચઇતા હું. નહિતો હમ અબ બખ્ત ચલ જાયગા. જોગીરાયનાં એવાં વ

ચન સૂણી તે વિપ્ર વિચારવા લાગ્યો. કે અરે ! અમર ફળ જેવાં ફળ અહીં ક્યાંથી? એતો બડા જંગલમાં ક્યાંઇ હશે. અરે! એ અત્યારે ક્યાંથી મળે. ના પાડું તો જોગીરાય નિરાશ થઈ ચાલ્યા જશે. અરે હવે હું કેમ કરૂં.

હવે પ્રભુદાસનો પુત્ર જે ભક્તિદાસ તે આ વખતે શિવપૂજન સારૂ તે ગામથી બે મૈલને અંતરે જે શીવાલય હતું ત્યાં ગયો હતો. તે શિવાલય આસપાસ વૃક્ષોની સારી ઠઠ જામેલી હતી, પાસે એક તળાવ પણ સુંદર ઘાટથી બંધાવેલું હતું. તે તળાવમાં ભક્તિદાસ સ્નાન કરી શીવપૂજન સારૂ બીલીપત્ર પાસેના વૃક્ષમાં હતાં. ત્યાં તે લેવા જતાં એ જંગલનો ઝેરી સર્પ તેને કરડયો કે તત્કાળ તેનો પ્રાણ નિકળી ગયો થોડી વાર પછી અન્ય કોઇ શીવ ભક્ત પૂજન કરવા આવેલ તે બીલી લેવા ગયો ત્યાં ભક્તિદાસને મરણ તુલ્ય જોયો કે એકદમ પોકાર કરતો તેના પિતા પ્રભુદાસને તે વાત કહી પોતાને ઘેર ગયો. પ્રભુદાસ પોતાના પુત્રનું મર્ણ સાંભળી થડકયો નહિ. પણ બોલ્યો કે ઇશ્વરની ગત ન્યારી છે. નામ તેનો નાશ. વિધાત્રીના લેખ મિથ્યાતી નથી. પરંતુ જોગીરાજ કાજે અમર ફળ લેવા હું જાઉં એમ કહી ઉઠવા જાય છે. ત્યાં પોતાનાં સગા સબંધી પોકાર કરતાં આવી કહેવા લાગ્યા પ્રભુદાસ. ઘડીકમાં ભક્તિદાસને શું થઈ ગયું ! અરરઆ પળ વારમાં શું દુખઃદાયક બનાવ. ચાલો આપણે શીવાલય જઇ તેની શોધ કરીએ. પ્રભુદાસ વદ્યો તમો તમારે ઘેર પાછા જાઓ. હું ગુરૂરાય સારૂ અમર ફળ લેવા જાઉંછું. જોગી

રાયબોલ્યા, પ્રભુભુદાસ તુમ તમારા તનુજકી ખબર લેને જાઓ. અમ જાતા હું. પ્રભુદાસ બોલ્યો. હે મહારાજ ! કાળ કોઈને મૂકતો નથી. કોઇ આજ તો કોઈ કાલ.

**મનહર છંદ.**

શોકરૂપી દુનીઆમાં, શોક મય સર્વ દીસે;
શોકનો અથોક થોક, ઠાર ઠાર ઠાર છે.
ઇશની ગતિ હમેશ, નિહાળું તો પેખું ન્યારી;
એક વર્ષે હર્ષે બહુ, બીજે શોકાકારછે.
મુષ્ટુક મનુંષ્ય રૂપે, જાણો મની કાળ રૂપે;
ઝડપતાં કહો તેને, કેટલીક વાર છે.
જેને જેવે કાળે મૃત્યુ, હોય તે કદી ન મટે;
વિધાત્રીના લખ્યા લેખ, મિથ્યા ન થનાર છે.

માટે હે પરમ પુજ્ય ગુરૂ! તેનો વ્યર્થ શોચ શું કરવો જે કાળે જે બનવું તે મિથ્યાત્વી નથી. મોટા મોટા તપસ્વીઓ, વીરો, આદિ કાળથી બચ્યા નથી. તો મનુષ્ય માત્ર શી ગણુતીમાં. સગા સબંધીઓને પુરજનો કહેવા લાગ્યા કે હે પ્રભુદાસ ! તારી વજ્ર સરખી છાતી ફાટી કેમ નથી જતી કે તારો એકનો એક તનુજ તારાથી વેગળે વળી જંગલમાં પ્રાણુાંત છે. ને તું અહીંઆ ભિક્ષુકની શેવામાં ગરકાવ થયોછે તેથી શું તારૂં જન્મ સાર્થક થશે ? કે મોક્ષ પ્રાપ્ત થશે ? કે તારો પુત્ર બચશે. ના, ના. એમ સમજતો નહિં. આવા ક્ષુદ્ધાર્થી મનુષ્યો જોગીંદર બની ઘણાં આવે છે. ને આડાંઅવળાં સમજાવી ધનધૂતી ખાવા તત્પર રહે છે. તેમ આ કોઇ ધતી

ખાવા સારૂ અત્રે આવ્યા છે. તેનું તું જેમ વધારે લાલન પાલન કરે છે. તેમ વધારે માથે ચડે છે- એકતો મર્કટ ને વળી મદીરા પીધો. એટલે બાકી રહે શું? એવા કપટી જોગીંદરોના પગલાંથીજ પહેલું તારા પુત્રનું મરણ થયું. તે જાણ્યાં છતાં તને જંગલમાં અમરફળ લેવા મોકલે છે. દુઃખ થશે તો તારે એને ક્યાં કષ્ટ વેઠવું પડેછે. જુઓ ભાઈઓ! આવા ધૂતારા ખાવા બની અમર થવા ઈચ્છે છે. વાહ! મોકલું તો તલાવમાં ધોવા જેવું છે. માટે પ્રભુદાસ! પ્રપંચ છોડીદેને તાકીદે ચાલ. પ્રભુદાસ વધો, શું મારી તમો ઠેકડી કરો છો કે અત્રે આવ્યા છો શા સારૂ? પુત્ર પ્રાણુંત છે તો મારો કે તમારો. તેમાં પરને શું. જૂઠા જૂઠા પ્રપંચરૂપી ડોળથી જોગીરાયને સતાવો છો. ને મારા પર ગુસ્સે થાઓ છો. જરા વિચાર તો કરો. આમ છાકટા શું બની ગયા છો. અહીંથી સત્વર જાઓ નહિ તો ક્રોધાવેશમાં કંઇ ઈજા થશે. લોકોએ કહ્યું, અરે પ્રભુદાસ! તું દીવાનો થયો કે કેમ? આ પ્રપંચરૂપી બાવાના બોલ પર ચાલ્યો તો અંતે તારે ખરાબજ થાવું છે. વિચાર જે કે આમાંથી કંઇ સારૂ ફળ નીપજવાનું નથી. અમે તો આ ચાલ્યા. જોગીરાયે કહ્યું. પ્રભુદાસ અમ જાતા હું. તુમ તેરા પુત્રકી ખબર લેનેકું જાઓ. પ્રભુદાસે કહ્યું, હે ગુરૂમાહારાજ, પૂરવાસી જનો [ગર્વમાં છકી જઇ] ગમે તેમ વદે. તેનો આપે ગુસ્સો ન કરવો. ગુરૂરાજ, હું અમર ફળ લઇ સત્વર આવું છું. ત્યાં સુધી આપ અહીં બીરાજશો એમ કહી પોતાની પત્નિને વાત કહી ત્યાંથી ચાલી

નીકળ્યો. ચાલતો ચાલતો એક રાનમાં આવી પહોંચ્યો. એ રાનમાં ઝાડના ઝુંડ અથાક હતાં કે સૂર્યનો પ્રકાશ પણ નજરે પડતો નહોતો. તે રાનમાં એક સુંદર વૃક્ષ નીચે વિશ્રામ કર્યો. છેરેથી ઘણાંએક સર્પો, અજગરો, સિંહ, ચિત્તા, આદિ જાનવરોના પોકારથી તે જંગલ કાળ સમાન લાગ્યું. ત્યાં રાત્રી પડી એમ જરા જણાયું. બરાબર મધરાત થતાં એક મહાન પર્વત નજરે પડયો. ને તે ચાલતો હોય તેમ જણાયું, જેથી પોતાનું ચિત્ત થીર રહ્યું નહિ. તેથી પોકાર પાડવા લાગ્યો.

### રાગ સીતાજીના મહિનાનો.

વનમાં કષ્ટ મનેછે અથાગ. તેથી ડરતો નથી;
ગ્રહથી ચાલી જશે યોગીરાજ, ભૂખ્યા આજે અતિથિ.
અરે દૈવ હવે શું કરૂં, ક્યાંથી તેને મળું;
આ અઘોર રાનમાં પ્રાણ, જશે હમણાં કહું.
કો દીસેછે દૈત્ય વિકાળ કેરાક્ષણી એ હશે.
અરે સાહ્ય કરે કો આ વાર, પ્રાણ મારો જશે.

એ રીતે રૂદનાલાપ કરવા લાગ્યો. દૈવયોગે ત્યાંથી થોડે દૂર એક ધીરજમલ નામનો ઠાકોર પોતાના સિપાઇ સાથે તેના શેહેરથી શીકાર કરવા ચડેલ. શીકારકાજે તે આ જંગલમાં આવ્યો. ત્યાં વિશ્રામ કર્યો. તે નિદ્રાવશ થયો તેટલામાં પેલા પ્રભુદાસના રૂદનનો પોકાર કાને પડવાથી જાગ્રત થઈ જે તરફથી પોકાર આવતો હતો. તેની તરફ સિપાઈ સુદ્ધાં ગયો. પાસે આવી જુએછે તો કોઈ એક મનુષ્ય દુઃખમાં ડૂબી ગયેલો છે. તેને

પૂછતાં પ્રભુદાસે સઘળી હકીકત કહી. ધીરજમલે તેને દીલાસો દઈ પેલા પર્વત જેવા રાક્ષસને બંદુકના બહારથી ઘણાશ્રમથી મારી નાંખ્યો. બાદ સુખશાંતી વાતો કરી ત્યાં વિશ્રામ કર્યો. સવારે દિવસ ઉગવાથી રાનનો માર્ગ શોધી ધીરજમલ, પ્રભુદાસ વિગેરે ત્યાંથી ચાલી નીકળ્યા. પ્રભુદાસ અમર ફળ સારૂ બીજે માર્ગે ગયો ને ધીરજમલ ઠાકોર પોતાના શેહેર તરફ રવાના થયા.

હવે આંહી [કુદનપૂરમાં] પ્રભુદાસને ઘેર યોગીરાજને એક ઉપવાસ થયો. બીજો દિવસ થયો પણ પ્રભુદાસ આવ્યો નહિ. તેથી તેની સ્ત્રિ ભક્તભામિની યોગીરાજ પાસે રજા માગી તેને કાજે અમરફળ લેવા એક જંગલમાં આવી. તે જંગલમાં મોટા મોટા વૃક્ષો, પર્વતો, મોટી સરિતાને તલાવ દીઠાં. તે જોઇ વિચાર કરવા લાગી કે આવા સુંદર સ્થાનમાં કોઈ મહાત્મા પુરૂષનો નિવાસ હશે, ત્યાંથી અમરફળ પ્રાપ્ત થશે કાં કંઇ પત્તો મળશે. એમ ધારી તે જંગલમાં દુર ચાલવા લાગી. એક તરફ નદીઓનાં નિર્મળ ઝરણુ વહેછે; ભાત ભાતનાં પુષ્પવૃક્ષો, સુંદર ને શીરોમણી શીતળ નીકળતો મંદ વાયુની લહેર શરીરને સુખાકારી કરેછે એટલુંજ નહી પણ ભિન્નભિન્ન પ્રકારના પક્ષિઓ, કોકીલ, શુક, શુડાઓ, આદિ જાનવરોના મધુર સ્વરથી મનુષ્યના મન રંજન થઈ કાનને ફવા નાજુક લાગેછે કે જાણે સ્વર્ગ સુખ હોયની! તેવા વનમાં તે ભક્તભામિનીએ ચમત્કારી પુરૂષોને યોગીવીરોને જોયા. તેમાંના કેટલાક સમાધિયુક્ત કેટલાક સ્નાન સંધ્યાધ્યાન પૂજા

આદિ ખટકર્મથી જાણે પોતે સ્વર્ગ સુખ ભોગવતા હોયની! તેમ જણાયું.

ભક્તભામિની ત્યાં જઈ બોલી, હે પરમાત્મા યોગેશ્વરો, આદીનદાસી આપકે ચરનમેં શીશ નમાતી હે, ત્યારે જોગેશ્વરોએ જાગ્રત થતાં જોયું તો પોતાની પાસે એક સુંદર પણ નિસ્તેજ મુખવાળી શોકમાં ડૂબેલી સ્ત્રીને જોઈ બોલ્યા. અરે આ અઘોર જંગલમેં જોગીંદરો પાસ સ્ત્રીજાત કેસી! તુમ અત્રે કયા કામ કાજે ઇધર આઇહો. તે સત્વર બોલ. ભકતભામિની બોલી યોગી મહારાજ હું આપની કને એક અમર ફળ જાચનેકું આઇ હું. ( યહ ફળકા હમકું ખસુસ ખપ હે. સો હમારાપર દયા કરકે યહ ફળ દેના ચઈએ ) તેથી યોગીશ્વરોએ તેને અમરફળ દઇ વિદાય કરી.

પ્રભુદાસ પેલા જંગલમાંથી નીકળી જમણી બાજુએ ચાલવા લાગ્યો. રસ્તામાં તેને એક ઘોડો મળ્યો, તેપર ચડયો કે પેલો ઘોડો આકાશ તરફ ઉડી એક મેરૂ જેવા પર્વત પર ઉતર્યો પ્રભુદાસ તેની નિચે ઉતર્યો કે ઘોડો અલોપ થઇ ગયો. તેથી વિસ્મય પામી કંપવા લાગ્યો. કે અરે! એવો ચમત્કારી ઘોડો કે તે કયાં જતો રહ્યો. પર્વતની ટોચ પરથી નીચે નજર કરતાં "ઊંચો આભ ને નીચી ધરતી. અરે! ઇશ્વર હવે આ પર્વત નીચે શી રીતે ઉતરાશે. હવે હું અહીંથી કયાં જાઊં. ઘેર યોગીરાજને આજ ત્રણ દિવસના ઉપવાસ થયા. તોપણ હું પહોંચ્યો નહિ. અરેરે મારૂં જીવવું ધિક્કાર છે! પણ લાઇલાજ. હવે મને તૃષાપૂર્ણ લાગી છે. જળ વિના હવે હું ક્ષણ પણ

જીવી શકું એમ નથી. ગળે પાણીની કાચકી બાઝી છે. હે ઈ-શ્વરા! ક્યાંઈ જળ. આવા જંગલમાં જળ ક્યાંથી મળે! જળ વિના ભોંય પડયો ને પોકાર પાડવા લાગ્યો કે કોઇ સાહ્ય! કોઇ સાહ્ય.

પ્રભુદાસને ઘેર આવેલા યોગીએ અંતરગત જોયું તો પ્રભુદાસને મોટા સંકટમાં મરણ તુલ્ય દીઠો. તેથી તે યોગીંદર ત્યાંથી [એકદમ ચાલી વેશ બદલી] પ્રભુદાસ પાસે જંગલના માણુસ જેવા બની ગયા. ને કહ્યું. હે મનુષ્ય તું કોણછે. ને આ વિકટ અરણ્યમાં તું ક્યાંથી? પ્રભુદાસ જળ, જળ, એટલું બોલી શકે. તેથી પેલા જંગલી માણુસે [જે ઇશ્વર] તેને જળ પાય-શાંત કરી સર્વે હકીકત પૂછી. તેથી તેણે બનેલી બીના કહી. ને કહ્યું. તમો જંગલના ભોમીઆ મને આ જંગલ બહાર જવાનો માર્ગ બતાવો. તો હું જાઊં. તેણે કહ્યું, ઊત્તર તરફ ચાલ્યો જા એટલે તરત તારો છેડો આવશે. મતલબ કે જંગલથી બહાર નીકળાશે. એમ કહી જંગલી માણુસ (ઈશ્વરે ધરેલું સ્વરૂપ) રાનમાં જતા રહ્યા. ને પ્રભુદાસ ત્યાંથી ઉત્તર તરફ ચાલવા લાગ્યો ત્યાં પેહેલો પર્વત ફાટયો. ને તેના શીખરમાંથી અગ્નિની જવાળા, નીકળવા માંડી. ચોતરફ મોટા મોટા પથ્થરો ઉડવા લાગ્યા. અંધકારથી ગગન, છવાઈ ગયું. તેથી પ્રભુદાસ થરથરી ગયો ને અંધકારથી ચાલવાનો માર્ગ નહીં સૂઝતાં નિરાશ થઇ એક વૃક્ષ તળે બેઠો. તે વૃક્ષપર એક મેના ને પોપટ બેઠાં હતાં તેને વાચા થઇ તે બોલ્યાં. મેના, આપણી નિશ્ચે સદગુણી, ધર્મમાં એક ટેકી વિપ્ર આ પર્વતના ફાટવાથી કષ્ટિત છે. હવે

અંધકારથી એકે ગમ જઇ શકશો નહિ. પરંતુ જો આ વૃક્ષની ડાળી લઇ નીચેની જમીનને લગાડે કે તેથી તે જમીન ફાટશે. તેમાં તે જો પગ મૂકે તો પોતાને શેહેર હાલ પહોંચી જાય. એમાં કાંઈ પણ શંકા નથી. પોપટના બોલ પ્રભુદાસે સાંભળ્યા. તેથી તે પ્રમાણે તેણે કર્યું કે પોતાના શેહેરને પાદર પહોંચ્યો. તેના ચિત્તને વિશે વિચાર થયો કે અરે! હું ઘેર જઇ મારૂં મુખ શું બતાવીશ. હું કેવો અકર્મી કે મરણ પણ ન પામ્યો. અરે મને ધિઃક છે કે–યોગીરાજ મારે ગ્રહર્થા પાછા વળશે. અરે હવે આપઘાત સિવાય અન્ય ઇલાજ નથી. પણ ના, ના મંન. આપઘાત કરવાથી સાતે ભવ એવી રીતે વેઠવા પડે છે. મારે ઘેર જઇ યોગીરાજનાં દર્શન કરવાથી સર્વ પાપ બળી જશે. માટે ઘેર તો જવું. એમ વિચારી ગ્રહ તરફ ગયો. ઘરમાં જોયું તો નથી પોતાની સ્ત્રી, કે નથી યોગીશ્વર. પ્રભુદાસ આવ્યો જાણી તેના સગાં સંબંધીને પૂરજનો આવી કહેવા લાગ્યા કે અરે! પ્રભુદાસ ક્યાં તારી સ્ત્રી ગઇ? અમે તને કહ્યું હતું કે ઘણાંક કામાંધિજનો બાવા બની પાંખડમચાવી ભોળા જનોને ભોળવી સ્ત્રીઓને લેઇ જાયછે તેમજઆ કોઇપ્રપંચી જુવાન પ્રપંચ મચાવી તારી સ્ત્રીને લેઇ ગયો. ચાલ હવે આપણે રાજાજીકને તે બાબત રાવ કરીએ, કે કયાંઇ તેનો પત્તો મળે. પ્રભુદાસ બોલ્યો. હે કપટી ને લુચ્ચાઓ તમોઅહીંથી સત્વર જાઓ. ગુરૂરાય જે ઇશ્વર જેવા તે કદી કુકર્મનું પગલું ભરેજ નહિં તમારે કાંઈ કામ ધંધો છે કે નહિ. કે "નવરા નખોદ વાળે" તેની પેઠે નીરૂધમી પોતાનું વિચારે નહિ. ને

અન્યને શીખ દેવા શૂરાપૂરા પૂન=વખત સર્વે બોલ્યા. પ્રભુદાસ, તને નથી તારૂં ભાન. કે નથી સ્ત્રીનું, કે નથી ઘરનું. આમ દીવાનો બની જઇ ગમે તેમ વદે છે. તે તજી કંઇ લાજતો રાખ્ય. તેનું નહિ માની તે પાસેના ગામમાં કાંઈ કામાર્થે જતો રહ્યો. ત્યારે પૂરજનોએ પ્રભુદાસનાં સગાંને સમજાવી રાજાજીકને મોકલ્યાં. તેણે રાજાકને સર્વ હકીકત નીવેદન કરી કહ્યું. નામદાર સાહેબ અમારા ઘરની લાજને માથે પાણી ફરી વળ્યું. માટે કૃપા કરી ભકતભામિનીને મેળવો તો બહુજ આભારી. તે સૂણતાં રાજાએ સ્વારોને દોડતા કર્યા. તેમાંનો એક સ્વાર પશ્ચિમ તરફ ગયો કે જે દિશા તરફથી પેહેલી ભકતભામિની આવતી હતી. તેને એકદમ પકડી રાજા પાસે હાજર કરી. રાજાએ ક્રોધ યુકત કહ્યું અરે વ્યભિચારી? ને ચાંડાળી સ્ત્રી તારી સંગે બીજું કોણ હતું. ને તું કયાં ગઈ હતી. ભકતભામિનીએ સર્વ હકીકત નીવેદન કરી કહ્યું. રાજાજી હું નથી કુકર્મી, કે નથી લંપટ. ફકત અમર ફળ લેવા જંગલમાં ગઇ હતી. તે આ રહ્યું. રાજાએ તેનું નહિ સૂણતાં કહ્યું અરે! રંડા, તારી સંગે તારે ઘેર આવેલો યોગી ક્યાં ગયો. તેં તેના સાથે જારકર્મ કર્યું છે. માટે સત્વર સત્ય નીવેદન કર.

ભક્તભામિનીએ સત્ય બીના કહી, પણ રાજા એકદમ ખૂલ્લે ખડગે તેને મારવા ધાયો. તે સમે પ્રભુદાસ જે ગામડામાં ગએલ તે ત્યાં આવતાં રાજાને કહ્યું. અરે રાજા ધિરાજ! એ મારી પ્રાણપ્રિયે શુધ્ધને શીરોમણી છે. માટે તેનાપર ખ-

ડગનો પ્રહાર કરશો નહિ. ભક્તભામિનીએ નીચે મુજબ ઇશ્વર સ્તુતી કરી.

## લલિત.

અરર ઇશ્વરા કેર શું થયો,
મુજપરે ખરે જુલ્મ તો વહ્યો.
શુધ્ધ હોઊં તો, સદ્ય તારશો,
કલંક દૂર કરી ઉગારશો.
અબળ બાળની સાહ્ય તો કરો,
હે દયા ધના દીલ દયા ધરો.

સ્તુતી કર્યા બાદ ગગનમાં ચોગરદમ અંધકાર પ્રસર્યો, વંટોળીઆથી આકાશ છવાઈ ગયું. ને રજ ઉડવા લાગી. ધરતી ધ્રૂજવા લાગી, એકદમ ધરતી ફાટીને અંદરથી સાક્ષાત સચ્ચિદાનંદ પ્રગટ્યા. તેણે રાજાને કહ્યું. અરે કૃતઘ્ની, તેં લેશપણ તપાસ કર્યા વિના એકદમ સાહસપણે આ નિરદોષ અબળાને શીરચ્છેદ કરવા ધાયો. ને તું ગર્વમાં છકી સ્ત્રી હત્યાનું મહાન પાપ કરવા તત્પર થયો. તો તુંને ધિઃકાર છે. શેહેરના અધર્મી, દુરાચારી, લુચ્ચા. ને વિષયી લોકના અસત્ય બોલવાપર વિશ્વાસ કરી જે ગુણીઅલને શુદ્ધ પતિવ્રતા સ્ત્રીને માથે કલંક મૂક્યું તો તારો આ લોકને પરલોકમાં પણ ક્યાંઇ મોક્ષ નથી. આ ધર્મીષ્ટ પ્રભુદાસને ઘેર યોગી બની હું આવેલો, તે હાલ પણ હું છું. હે રાજન આ વિપ્ર, તેની પત્ની, ને તેનો પુત્ર એની ભક્તિ મારા પ્રત્યે પૂર્ણ પ્રેમ મય છે.

કંઈ ન્યુન નથીજ. પ્રભુદાસને કહ્યું. પ્રભુદાસ તેં મારે કાજે જે જે કષ્ટો સહન કર્યાં. તેના ખરા ચીતારથી મારૂં હૃદય દુઃખીત થાય છે કે તેં સંકટ સહ્યામાં કંઇ ખામી રાખી નથી. એટલુંજ નહી. પણ તારો એકનો એક તનુજ મરણ તોલ હતો તેને નહિ સંભાળતાં ધીર ધરી અમરફળ લેવા ગયો તો તને શાબાશ છે.

સાક્ષાત સચ્ચિદાનંદે દર્શન દીધાં જાણી પ્રભુદાસ, તેની પત્નિ બંને ચરણમાં પડી વિનય કરવા લાગ્યાં. પૂરવાશીઓ પણ ચરણમાં પડી સ્તુતિ કરવા લાગ્યા. હે જગતતાતા, અમારો અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો. પ્રભુદાસને તેની પતિવૃતા પત્નિનાં પ્રતાપે આપનાં અમુલ્ય દર્શનનો મહા લાભ મળ્યો એથી અમો અમારૂં જીવન સાર્થક શ્રેષ્ટ ગણીએ છીએ. રાજાએ વિનતી સહીત ક્ષમા માગી ચરણમાં પડયો. સૃષ્ટીકર્ત્તાએ પ્રભુદાસને કહ્યું. પ્રિયપ્રભુદાસ તું માગ, માગ; હું તને મનવાંછીંત આપીશ. પ્રભુદાસે દ્દોકર જોડી કહ્યું; અખીલ નીરંજન આપે કરૂણા કરી દર્શન દીધાં. એથી વધારે મારે શું જોઇએ છીએ. હું માગુછું કે મને ભવોભવ ધર્મ નીમિત્ત નીતિ રીતિ આપો. ઇશ્વરે તથાસ્તુ કહી ભક્તભામિનીને વર માગવાનું કહ્યું. તેથી ભક્તભામિની ચરણમાં પડી બોલી. જગતાતા આપે મને સત્ય ઠરાવી કલંકથી મૂક્ત કરી તારી. એવી રીતે હરનીશ ધમ સંકટમાં સાહ્ય કરશો. ઇશ્વરે તથાસ્તુ કહી કહ્યું. પ્રભુદાસ તારો પુત્ર ઘેર આવી તારી રાહ જુએ છે માટે સત્વર જાઓ. ભક્તભામિની પાસેનું અમર ફળ તમે ખાઈ અ-

મર થાઓ. ને પૂર્ણપ્રિતે સંસાર સુખ ભોગવો. એમ કહી પૂરવાસી જનોને સત્ય સુબોધ દઈ ઇશ્વર અલોપ થઇ ગયા. પાછળથી રાજાને સર્વ લોકો પ્રભુદાસના ધર્મની ટેક વખાણ્-વા લાગ્યા. ને તે પ્રમાણે વર્તવા લાગ્યા. પ્રભુદાસને તેની પત્નિ ઘેર જઇ પોતાના પુત્રને ભેટી સર્વ હકીકત કહી અમર ફળ પ્રાશન કરી સંપૂર્ણ સુખને પ્રાપ્ત થયાં.

આ વાતપરથી સાર જે સર્વ આર્યબંધુઓએ પોત પોતાના કૂળનો ધર્મ પાળી અન્ય ધર્મ તજી નીતિની ટેકે વર્તવું કે જેથી આ ભવમાં ને અન્યભવમાં સ્વર્ગ સુખનું ઉત્તમ સાધન મળે. તથાસ્તુ.



# वार्ता २ जी.

## "અસત્ય મરે ને સત્ય તરે"

આર્ય ખંડની ઉત્તર દિશાએ કુંજપૂરનામનું સુંદર શેહેર હતું. ત્યાં સુરજમલ્લ નામનો પ્રતાપી ગરાશીઓ રાજ્ય કરતો હતો તે ચતુર, ભણેલો ને વાર્તાનો શોખી હતો. પ્રતિદીન તેની ચાવડીએ દશબાર ગરાશીઆઓની ઠઠ જામતી. ત્યાં નવિન નવિન પ્રકારની વાર્તાઓ તે શેહેરનો રહીશ જન્યશંકર નામે વિપ્ર કરતો હતો. તેણે એક વખત સુરજમલને કહ્યું કે આજે સત્ય, અસત્યની, વાર્તા કરૂં કે જેથી "અસત્ય મરે ને સત્ય તરે" એ ભાવાર્થ પૂર્ણ સમજાય. એટલુંજ નહિં પણ સદ-

ગુણરૂપી સર્વોત્તમ સાધન કે જેથી આ જગત વિશે સર્વ સુખની પ્રાપ્તિ થાય ને જેથી પરમેશ્વર પાસે શ્રેષ્ટ ગણાય એવો જે સત્ય તે વિશેની તથા અસત્ય વિશેની વાર્તા કહુંછું.

**(ઇન્દ્ર સભાની ગજલ)**

સુખ સત્યમાં રહ્યું છે સર્વથા સદા,
અવિશ્વાસ અવનીમાં અસત્યમાં તદા.
જૂઠથી આ જગતમાં જનો ભણે જુઠો,
હાની છે હમેશ તેને ઇશપણ રૂઠયો.

## અસત્યની વાત.

દેવળપૂરમાં વિજયશાહ નામનો સારો વણિક વસતો હતો. તેને સર્વ વાતે સંપૂર્ણ સુખ હતુ. પરંતુ પેહેલા ભવના પૂર્ણપાપે પરમેશ્વરે તેની પાસેથી સંતાનનું સુખ ઝૂંટી લીધું હતું. તેથી પોતે ને પોતાની સ્ત્રી હરનીશ શોકાતુર રહેતાં; ને કહેતાં કે અરે ઇશ્વર અમને એકપણ સંતાનનું સુખ નથી તેથી આ જગતમાં જનમ્યા ન જનમ્યા છીએ. તેમ શોચ કરતા. શેઠને એક વાણોતર ફૂરચંદ નાગનો હતો તે લુચ્ચો ને અવિશ્વાસુ હતો. તેણે દગાથી શેઠનો પૈસો લઇ લીધો હતો. તે પાપનો ઘડો ફૂટેજ પણ હજી પાપમાં કંઇ કમી હતું. તેથી પાપ પૂરૂં થવામાં માત્ર અલ્પકાળ હતો.

એક દિવસ શેઠ પોતે રાત્રે વાળુ કર્યા બાદ સૂતા. તેને સંતાનનું સુખ નહિ તેથી ઘણોક વલોપાત કરવા લાગ્યા ને ઇશ્વર પ્રત્યે આરાધન કરવા લાગ્યા. એમ શોકમાં ને વિચાર-

માં નિંદ્રાદેવીને વશ થઈ ગયા. નિંદ્રાદેવી તેને એક જંગલમાં લઇ ગઇ. જંગલમાં તેને એક પૂષ્પ વૃક્ષ નીચે બેસાડયો. તે પૂષ્પ વૃક્ષ પાસે એક પાણીનો કૂંડ હતો. તેમાં તે સ્નાન કરવા પડયો. પડતાંજ કૂંડને તળીએ બેઠો. ને માંહે જઇ જુએ છે તો કૈલાસપૂર જેવું સુવર્ણમય શેહેર ભાળ્યું. તે શેહેર કંચનમય દીઠું. આગળ ચાલ્યો, ત્યાં એક શીવનું દેવાલય ઘણુંક ઉંચું જોયું. જેની ટોચ કંચનથી તેજસ્વી લાગતી હતી. પાસે પહોંચ્યો તો તેમાં એક ઉંચા કંચનના લલિત સિંહાસન પર ત્રિલોકના નાથ જગધર મહાદેવ બીરાજેલા હતા. ડાબે પડખે તેની પ્રિય કાંતા પાર્વતી પણ હતાં. શીવજી તેની કાંતા પ્રત્યે ધર્મની વાતો કરતા હતા, જે પોતાનો ધર્મ સાચવતો નથી. તેને સંતાનનું સુખ પ્રાપ્ત થતુંજ નથી. ને તેનું મુખ જોવા લાએક પણ નથી. તે સર્વ સ્થળે તુચ્છ ગણાય છે. આવું મહાદેવનું મહાવાક્ય સાંભળી પેલા વિજય શાહે કહ્યું. હે શૃષ્ટા! મારે એક પણ સંતાનનું સુખ નથી. તેનું શું કારણ હશે. તે કૃપા કરી કહો તો સારૂં. મહાદેવ બોલ્યા, હે વિજયશાહ. તું પેહેલે ભવ ધૂર્તપૂરીનો રાજા હતો. તું અધર્મી બની તારી પ્રજાને બહુજ પીડતો. રાજાનો એવો ધર્મ છે કેઃ—

॥ श्लोक ॥

ब्राह्मणेषुक्षमीस्निगोस्वाजिह्म : क्रोधनोरिषु ॥
स्याद्राजाभृत्यवर्गेषुप्रजासुचयथापिता: ॥

**અર્થ**—બ્રાહ્મણોને વિષે ક્ષમાવાન, સ્નેહિજનોને વિષે અવક્ર, શત્રુને વિષે ક્રોધી, તથા ભૃત્યવર્ગને વિષે ને પ્રજાને વિષે પિતા જેવો રાજા થવો જોઇએ. તે સમયે એવાં તારાં લેશ પણ લક્ષણ હતાં નહિ. ને મહા જુલમીને કૃતઘ્ની હતો. એક દિવસ શેહેરના લોકો નિશાળ સ્થાપન કરવા સારૂ તારી કને રૂબરૂમાં અરજ ગુજારવા આવ્યા. તેને તેં રિપુ ગણી દેશપાર કઢાવ્યાં. તેથી તું હાલ ન સંતાનો છે. એટલું કહેતાં વિજયાશાહની આંખમાં દડદડ આંસુ આવ્યાં ને ઇશ્વર પ્રાર્થના કરી માફી માગવા લાગ્યો. સ્વાયંભૂવશ્યા, હે વિજયશાહ! તું પૂન્ય ધર્મ સારી રીતે સુમાર્ગે કર કે તારે સંતાનનું સુખ પ્રાપ્ત થશે વિજયશાહ ચરણમાં પડી પુનઃ સ્તુતિ કરી પોતાને પંથે વળ્યો. પાછો કૂંડમાંથીજ બાહાર આવ્યો. ત્યાં તેની જાગ્રીત અવસ્થા થઇ ગઇ. સ્વપ્નની વાત તેને સાચી જણાઈ ને પરોઢીઉં થતાં દંત ધાવન કરી પોતાની પત્નિ વિજયકુંવરને પોતાના સ્વપ્નાની વાતથી વાકિફ કરી. બંન્નેએ નિશ્ચય કર્યો કે સ્વપ્નાની વાત ખરીજ હશે. માટે આ શેહેરમાં પણ સ્કૂલ નથી તો આપણે સ્કૂલ કરાવીએ. કે જેથી છોકરાઓ ભણી સુમાર્ગ ચડી આપણને આશિષ આપે. તેથી ઇશ્વર પ્રતાપે પુત્ર પ્રાપ્તિ થાય. પણ વિચાર્યું તો સ્કૂલ ખર્ચે જેટલા પૈસા હાલ આપણા ઘરમાં નથી. માટે પરદેશ જઈ ધંધો કરીએ ને તેમાં ઇશ્વર કંઇ લાભ આપે તો સ્કૂલનું કામ ચાલતું કરીએ તે વિચાર નક્કી કરી પોતાની દુકાને જઇ સઘળી બીના વાણોતરને કહી તરત તે અને વાણોતર ત્યાંથી વ્યાપાર્થે ચા-

હી નીકળ્યા પરદેશમાં ઈશ્વર પ્રતાપે તેને પુષ્કળ પૈસો પ્રાપ્ત થયો. તેની કને રૂપા નાણું ઘણુંક હતું તે સચવાય નહિ માટે તેના સુવર્ણ ગઠ્ઠા લીધા. બાદ પોતાના દેશગમ વળ્યા છેવટે પોતાનું ગામ અધકોશ દૂર રહ્યું. ત્યારે વાણોતરે શેઠને કહ્યું. શેઠજી? શેહેરમાં લુચ્યા, લફંગા ને તસ્કરની બૂમ ઘણી છે. માટે આપણે શેહેરમાં ધામધુમથી જશું તો તસ્કરના મનને શક આવવાથી ખાતર પાડયા વિના રહેશે નહિ. વાસ્તે જો આપની આજ્ઞા હોયતો આ સુવર્ણ ગઠ્ઠા મારે ઘેર આજની રાત સાચવું. કાલ સવારે તમોને પહોંચતા કરીશ. તેથી આપને કશી વાતની બો રહેશે નહિં. વિજયશાહે હા કહી; પેનશીલથી તેની કને લખાવી લીધું કે સુવર્ણ ગઠ્ઠા કાલે મારે આપને આપવા છે. એમ લખી સહી કરી પોતાની પાકીટમાં નાંખી ત્યાંથી શેહેરમાં આવી પહોંચ્યા. શેઠને ઘણાંક સગા સબંધી, મિત્રો આદિ મળવા આવ્યા. શેઠે તેના પ્રવાસની સર્વે વાત કહી, બાદ રાત્રે વાળુ કર્યા પછી પોતાની સ્ત્રી વિજયકુંવરને સર્વે બીના કહી પોઢી ગયા.

લુચ્ચા કુરચંદના મનમાં મૂળથીજ કપટ હતું તેથી ઘેર જઇ પોતાની સ્ત્રીને લૂચ્ચાઇની વાત કહી. પેલા સુવર્ણ ગઠ્ઠા પોતાના ઘરમાં એક ખૂણે દાટી મૂક્યા. સવાર થતાંજ પેલા સુવર્ણ ગઠ્ઠા શેઠે પોતાના વાણોતર કુરચંદ કને માગ્યા. કુરચંદ બોલ્યો, અરે શેઠ સાહેબ આપ સમજુ થઇને મારાપર જૂઠો આરોપ કેમ છોડો છો. મેં તમારા સુવર્ણ ગઠ્ઠા કયારે લીધા. કે આતો "પોચામાં પોલું" શેઠે કહ્યું અરે કુરચંદ, તારી

સહીનો કાગળ મારી કને છે. છતાં અસત્ય કેમ વદે છે.

**દોહરો.**

શેઠ કહેરે સૂણ તું, સત્ય વચન સધ બોલ;
અસત્યથી અંતે ખરે, થાઇશ તરણાં તોલ.

માટે હે કુરચંદ, સત્ય પ્રગટ કર. કુરચંદે ચોખ્ખી ના પાડતાં શેઠે તરત તે શેહેરની કચેરીમાં કુરચંદના હસ્તાક્ષરના કાગળીઆ સહીત અરજી કરી

ન્યાયાધિશે તે અરજી વાંચી, વાદિ, પ્રતિવાદીને તેડાવ્યા. પ્રતિવાદી કુરચંદે એકદમ જવાબ આપ્યો કે, નામદાર સાહેબ મેં તે કાગળમાં કંઈ સહી કરી નથી. તેમ શેઠના પૈસા પણ મેં લીધા નથી. આતો શેઠ મારાપર વૃથા આરોપ મૂકે છે. બાકી તે બાબત હું લેશ પણ જાણતો નથી. ન્યાયાધીશે કહ્યું. "તું બે કર ઉંચા રાખી પ્રતિજ્ઞા પૂર્વક બોલકે જો મેં વિજયશાહનું ધન લીધું હોય તો મને પરમેશ્વર પૂછે" કુરચંદે ઉંચા કર કરી કહ્યું કે જો મે વિજય શાહનું ધન છૂપાવ્યું યા લીધું હોય તો મને પરમેશ્વર પૂછે. તે બોલતાં તરત આકાશ વાણી થઇ.

**ગીતિ.**

વિજયશાહ તારૂં વિજયવંતુ, ધન મેળવ્યું તે વિજય કરવાને,
પણ આ નીમક હરામી, કુરચંદ ધન દાટયું વાવરવાને;
વધો અસત્ય એ વાણી, જુઓ ઘરમાં તેના ધન દાટેલું,
તેમ આ લુચ્ચો અસત્યી, યોગ્ય શિક્ષા પહોંચે એજ ભલું.

આકાશ વાણીથી કચેરી મંડળને આશ્ચર્ય લાગ્યું. અરે ઇશ્વરના ઘર પાસે લેશ અસત્ય પણ છાજતું નથી. બાદ કૂરચંદના ઘરમાંથી દાટેલું ધન કાઢી તેના માલિકને સોપ્યું. તે કૂરચંદને રાજા પાસે લઈજઇ સઘળી હકીકત નિવેદન કરતાં તેને હદપારની સજાએ પહોચાડતાં રાજાએ કહ્યું,હે કાળમુખા કૂરચંદ તેં નીમક હરામપણું કરી તારા શેઠનું ધન્ય અસત્યપણે લીધું તો જા તારૂં કાળું કર; લુચ્ચા, તર્કટી. ને અસત્યી, પોતાનું હિત નહિ વિચારતાં પ્રપંચી માર્ગમાં પ્રવૃતિ જાણે સુખ થશે. પણ એ તે પાપનો ઘડો ફૂટેજ.

એક દિવસ પૃથ્વીએ ઈશ પ્રત્યે વિશ્વાસઘાત વિષે કહ્યું.—

**मेरुपर्वतसमाभारा, नभारासप्तसागरा;**
**कृतघ्नीश्वमहाभारा, भारात्रिश्वाशघातक.**

તેમ હે કૃતઘ્ની અવિશ્વાસુ, અસત્યી કૂરચંદ આ વખતે તને હદપારની શિક્ષાએ પહોચાડું છું. માટે તું સત્વર કાળને આધીન થા. એમ કહી પોતે રંગ મેહેલમાં પધાર્યા. ને પછવાડે કૂરચંદને દેશનીકાલ કર્યો.

હવે વિજયશાહે પૈશા ખરચી સ્કૂલનું મકાંન કરાવ્યું. તેથી ત્યાં બાળકો ભણી અંતઃકરણથી દુવા આપવા લાગ્યા. જેથી ઇશ્વર પ્રતાપે વિજયશાહને સંતાનનું સૂખ પણ પ્રાપ્તથયું.

## સત્ય જય.

### દોહરો.

સત્યે સૂખ સદા મળે, અસત્યે નહિ મળનાર;
મિત્ર પવિત્ર વાંચો તમે, સત્ય તણો શણગાર.

સોનપુર નામનું એક સુંદર શેહેર હતું, ત્યાં વિવેકવંતો સદગુણી, વિજયી, વિજયસિંહ નામનો રાજા રાજ્યાસને હતો. તેને એક પુત્ર નામે સત્યસિંહ હતો. તેનું સ્વરૂપ તો જાણે પુ- નમનો ચંદ્ર હોયની! તેમ તેની મનહરણ છબી નીહાળવા લાએક હતી. એટલુંજ નહિ પણ એ ભાગ્યશાળી પુત્રના પ્ર સવથી વિજયસિંહની રાજ સમૃદ્ધિ વધવા લાગી. વળી વિજય સિંહને તે એકજ પુત્ર હતો. તેથી તે પોતાની કનેથી કદી વેગળો મૂકતો નહોતો. તેને સુવિદ્યા પઢાવી બુદ્ધિશાળી કર્યો.

સત્યસિંહનો એક મિત્ર ચતુરચંદ ચતુર, ડાહ્યો, સત્યી ને ધીરજવાન હતો. તે હરનિશ સત્યસિંહ કને નીતિ, ન્યાય આદિ અનેક પ્રકારની સુબોધ લેવા યોગ્ય વાતો કરી કુમારશ્રીનું મન રંજન કરતો હતો. એટલું નહિ પણ કષ્ટ વખતે એ સાહ્યક મિત્ર તેને સાહ્ય થઇ ધીરજ આપતો.

છપ્પો.

સુમિત્ર તેનું નામ, સત્ય સુબોધ સુ આપે;
સુમિત્ર તેનું નામ, કષ્ટ મિત્રોનાં કાપે;
સુમિત્ર તેનું નામ, કર્મ સત્કર્મ કરાવે;
સુમિત્ર તેનું નામ, મિત્ર દુઃખી દુઃખીઓ થાવે;
સુમિત્રજ તેનું નામ છે, સંકટે સાહ્ય કરે સદા;
ઉમીઆશંકર કુમિત્રથી, અંતે વેઠે આપદા.

મિત્ર ધર્મ પ્રમાણે સત્યસિંહ તથા ચતુરચંદ અરસ પ- રસ કષ્ટને સમે ધીરજ દેતા. તે બંને મિત્રોનો જીવ તો એ

કર્જ હતો. પરંતુ બ્રહ્માએ તેની કાયાજ જૂદી કરી હતી.

એક વખત સત્યસિંહ તેના મિત્ર ચતુરચંદ સહીત પિતાની રજા સિવાય મૃગાયા કાજે નીસરી પડ્યા. મૃગીયા ખેલતા ખેલતા એક ભયંકર રાનમાં આવ્યા. રાનમાં નિશા સમે સત્યસિંહ કંપવા લાગ્યો ને રૂદન કરવા માંડયું.

### લલિત.

અરર ઈશ હું ગર્વનો ભર્યો, વિકટ રાનમાં આવીરે ચડયો;
વન વિશે નથી કાંઇ સૂઝતું, સૂરજ તેજ તો અસ્તરે થતું.
ઝૂંડ વૃક્ષનાં છે વળી ઘણાં, શબ્દ રાનમાં બહુ બીહામણાં;
વનચરો અને સાદ સિંહના, વિવિધ નાદ થાએ વિહંગના.
મુજ પિતા દુ:ખી સર્વદા હશે, દીલગીરી થકી અશ્રુ લાવશે;
પ્રભુ મળું હવે કયાં થકીજ હું, વન વિશે મને કષ્ટ છે વડું.

ચતુરચંદે ધીરજ દઈ કહ્યું, પ્રાણ પ્રિયે બંધુ, ઇશ્વર આપણને આ વનમાંથી સુમાર્ગે લઇ જશે. ઈશ્વર અજ્ઞાન અલ્પપ્રાણી માત્રનું સંરક્ષણ કરે છે. તો આ મનુંષ્ય દેહ! તેનું કેમ નહિં કરે. ખરે? કરશે. એ રીતે સુબોધ દઇ શાંત પાડી ત્યાં વિશ્રામ લીધો. સવારે ત્યાંથી ચાલ્યા. ત્યાં રસ્તે ભૂલા પડતાં પોતાના શેહેરથી શીતેર કોશ વન બહાર નીકળ્યા. ત્યાં સૂર્ય નારાયણના પણ દર્શન થયાં. સન્મુખ દૂરથી એક વિશાળ નગર જોયું તે શેહેર કોનું હશે. એમ વિચારતાં બંન્ને ચાલવા લાગ્યા હવે જે નગર તે બંન્ને મિત્રોની દ્રષ્ટીએ પડયું. તેનું નામ વ્રજનેર હતુ. ત્યાંનો રાજા ભોળજી સારો, પણ ચડાઉ ને ભોળો હતો. રાજના સર્વ અમલદારો ભોળજીને ભોળવી

પોતાનું કામ કાઢવામાં સાવચેત હતા. રાજાને પાંચ રાણીઓ હતી. તેમાં મુખ્ય માનીતી રાણીને ઇશ્વર પ્રતાપે હાલ એકજ કુમાર હતો. અન્યરાણીઓને કાંઈ સંતાન હતું નહિ.

ભોળજીની પાંચમી રાણી વ્યભિચારી, ને લુચ્ચી હતી રાજ મંડળમાં એક ગરાસીઓ ફૂટડો, ને ખૂબ સુરત હતો તેનાપર મોહી તેની સંગેયારી કરી. રાણીનો યાર જે ગરાશિઓ તેને રાજ મહાલયમાં રાણી કને જવાનું ભાગ્યેજ બનતું. તેથી એક દિવસ રાણીને કહ્યું હે પ્રિયા, તારી કને મારૂં આવવું જવલેજ થાય છે. માટે મારા વિચારમાં એમ આવેછે કે આપણે બંન્ને અહીંથી નાસી પરદેશમાં જઇ રહિએ. અહીં તારે નથી રાજનું સૂખ, કે નથી પુત્રનું સૂખ. માટે હે પ્રિયે તારો વિચાર શુંછે. તે બોલ. પેહેલી રાણીયે યારનું કેહેવું કબુલ કરી પોતાના મહોલમાંથી સર્વસ્વ લેઈ પૂરૂષને વેશે તે અને તેનો યાર શેહેર બહાર નીકળી પડયા. ત્યાંથી તેઓ પેલા વિકટ રાનનીગમ ચાલ્યાં. ગરાસીએ પોતાની પ્યારીને કહ્યું તારી પાસેના ઘરેણાં આભૂષણુ જે હોગ તે મને આપ. રાણીએ તે દેવાની જરા આનાકાની બતાવી તેથી તેનો યાર ગુસ્સે થઇ ક્રોધમાં તેને માર મારી સર્વ પડાવી લઇ એકલો અન્ય માર્ગે નાશી ગયો. મારથી પેલી રાણી અધમૂઇ થઇ ગઇ તેણે વિચાર્યું કે આ પેલા બે મુસાફરો આવે છે, તેની સાથે યુક્તિ કરી રહું, તોપછી દાવ આવે એમ ધારીને બને મુસાફરો (સત્યસિંહને ચતુરચંદ) માર્ગે ચાલ્યા આવે છે. તેને કહ્યું હે ભાઈ! તમો તમારે ઘેર મને ચાકરડી રાખશો.

હું કોળી જાત વખાની મારી દુઃખીત છું પેલાએ હા કહી જેથી તેની સાથે તે ચાલવા લાગી.

પરોઢીઆમાં ભોળજી નૃપને ખબર થઇ કે રાણી કોઇ યાર કરી ચાલી ગઇ તેથી ચોતરફ લશકર મોકલ્યાં. હવે સત્યસિંહ, ચતુરચંદને તેની સાથ જે ચાકરડી (રાણી) હતી તેઓએ વજનેરની ધર્મશાળામાં ઉતારો કર્યો. પેલી રાણીએ ગુપ્તરીતે રાજાને કહેવરાવ્યું કે બે મુસાફરોએ મને ભોળવી મારી સાથે યાર કરી મને લઇ ગયા હતા. આજે તેઓ આ ધર્મશાળામાં ઉતર્યા છે હવે આપને જો મને છોડાવવી હોય તો લશકર સહીત વહેલા પધારજો.

રાજ સાહેબને ખબર મળતાં સિપાઇને મોકલી તે ત્રણેને ધર્મશાળામાંથી પકડાવ્યાં. પોતાની રાણીને રંગ મોહોલમાં મોકલી પેલા બે પ્રવાશીઓને કહ્યું અરે? નીચને વ્યભિચારી નરો મારા રંગ મહોલમાં ઘુસી મારી રાણીપર બદ નજર કરી ભોળવી નાસી ગયા. તો તમને ધિક્કાર છે. તમો તેને કેવી રીતે ભોળવી લઇ ગયા. તે સત્ય જાહેર કરો. નહિં તો આ તરવારથી તમારૂ શીર છેદ કરવું મારા હાથમાં છે તે બંન્નેએ પોતાની બનેલ હકીકત કહી સંભળાવી. રાજાએ તેના બોલવાપર વજન નહિ રાખતાં ફરી તરવાર લઈ મારવા ધાયો. પણ પેહેલાં બંને જણાએ તો સત્ય હકીકતજ કહી. ત્યારે કચેરી મંડળમાં રાજાએ પૂછ્યું. આ ગુન્હેગારને શી રીતે શિક્ષા કરીએ કે તેનો ગુન્હો સાબીત થાય. કેટલાકે કહ્યું કે નામદાર સાહેબ તેનો ગુન્હો છેજ. માટે તેને ફાંશીની શિક્ષાએ પહોંચાડવો ઘટે

છે. તેવામાં એક વૃદ્ધ વણિક વખતચંદ બોલ્યો. નામદાર સરકાર જો સત્ય અસત્યની પરિક્ષા કરવી હોય તો આ બંનેને આપની રાણીજી; એ ત્રણેને એક લોહોડાના ધગધગતા સ્થંભ સાથે બાથ લેવરાવો. તેથી તરત સત્ય પારખું પરખાશે. તેનું વચન સાંભળી લોઢાનો મોટો સ્થંભ અતી ઉષ્ણ કરી પોતાની રાણીને તેડાવી ત્રણેને સૂચવ્યું કે હજુ સત્ય વદીદયો; નહિતર આ સ્થંભને અડતાં તમારૂં મૃત્યુ થશે એમ નક્કી જાણો ત્યારે પેલા બંને પ્રવાશીઓએ નીચે મુજબ ઈશ્વર સ્તુતી કરી.

## રાગ વણજારો

આ અરજી ઉરમાં ધારો, શંભુ કષ્ટથી સદ્ય ઉગારો. ટેક

છો અનાથના પણ નાથ, ઠરાવી સત્ય ગ્રહો અમ હાથ;
સત્ય પરે દયા કરનારો—શંભુ કષ્ટથી સદ્ય ઊગારો. ૧
સહ્યું સંકટ વનમાં અતિશે, તુજ કૃપાએ આવ્યા આ દિશે,
કુડીઆળ તત્કાળ વિદારો. શંભુ૦ ૨
તમે સુરેદ્રને સાહ્ય કીધી, વિભિષણુની શુદ્ધજ લીધી;
છો આદિ અનાદિ દયાળો. શંભુ૦ ૩
અહીં સત્યપણું રે હમારૂં, તું ઠરાવ દીલ દયાળુ;
અસત્ય ને કદી ન ઉગારો. શંભુ૦ ૪
છે દાસ આ ચરણે તમારે, તું કલંકથી શંભુ તારે;
એવી અરજી ધ્યાનમાં ધારો. શંભુ૦ ૫

એ પ્રમાણે સ્વાયંભૂની સ્તુતિ કરી બંન્ને મિત્રોને ભોળજી નૃપની રાણી એ ત્રણેએ કચેરી મંડળમાં પેહેલા લહોડાના

ધગધગતા લાલચોળ સ્થંભને બાથ ભીડી. પેલી રાણીએ બાથ ભીડતાં પોકાર પાડયો. સ્થંભને ચોટી જઇ ક્ષણ વારમાં મૃત્યું પામી. પેલા મુસાફરોને અગ્નિની લેશ આંચ પણ આવી નહિ. એ વખતે ભોળજી રાજાનું ભોળપણું નાશી ગયું, તેણે પેલા બંન્ને મિત્રોને સત્ય ઠરાવી શીરપાવ આપી વિદાય કર્યા. બાદ તેની રાણીની સ્મશાનમાં દગ્ધ ક્રિયા કરી ઘેર આવ્યા.

સત્યસિંહ, તથા ચતુરચંદ સત્ય ઠરી ઘણેક દહાડે પોતાને શેહેર આવ્યા. ત્યાં પિતાશ્રીને મળી હકીકત કહેતાં સર્વ સુખ સાંતીમાં દિવસ કાઢવા લાગ્યા.

આ વાતપરથી સમજવાનું કે અસત્યી લંપટ સ્ત્રીઓ, પુરૂષો જગમાં ઘણા જણાય છે. તેનું અંતે પોગળ ખૂલ્લું થતાં કેવી દશા પામે છે. તથા "સત્ય તરે; ને અસત્ય મરે" એ વાકયનો સંપૂર્ણ ભાવાર્થ હે સૂરજમલ ઠાકોર આ વાતથી સિદ્ધ થાયછે,

## સવૈયો છંદ

અસત્ય તજી જન સત્ય વદો, વળી સત્ય થકી સુખ સાંપડશે;
પડશે નહિ આપદ પંડ વિષે, શત્રૂ નહિ આવી તુંને નડશે.
નડશે દુઃખ દીલ અસત્ય વિષે, કહું કર્મ તણું ધનતે ખડશે;
ખડશે ખરી વાત સદૈવ, અહો, શુભ સત્યથી કામજ સુધરશે.



# वार्ता ३ जी.

## પતિવ્રતા સ્ત્રીની

### કુંડળીઓ.

સત છોડે નહિ ખરી સતી, કદી થાય ઉતપાત;
સ્નેહ થકી શ્રોતા જનો, રસિક સુણો દ્રષ્ટાંત,
રસિક સુણો દ્રષ્ટાંત, પતિવ્રત પત્નિ કેવી;
પત્તિવ્રતા સત્ય તેહ, નહિ જેવી કે તેવી.
જગમાંહે જવલ્લે મળે, સુપત્નિ શુભ સજોડે;
અત્તિ વિપત્તિ માંહી, ખરી સતી સત નહિ છોડે.

ઉજયનપૂરમાં ભોજ રાજા રાજ કરતો હતો. ત્યારે તે શેહેરમાં વેદોકત ધર્મ કર્મવાન ભાનુભટ નામે વિપ્ર વસતો હતો. તેને લલિતભદ્રા નામે સત્યવાનને પવિત્ર મનની પત્નિ હતી કે જે સતીઓમાં શિર છત્ર, ને અન્ય સ્ત્રીઓમાં પૂજવા યોગ્ય હતી. પોતાના પતિ સિવાય (સ્વામી, ડંડી) અન્ય પુરૂષને કદી પોતાનું મુખ બતલાવતી નહોતી.

### છપો.

સતી તેહનું નામ, પતિ હુકમમાં વર્ત્તે,
સતી તેહનું નામ, નિત્ય પતિ નામ સ્મરતે;
સતી તેહનું નામ; પતિ દુઃખી દુઃખણી થાવે;
સતી તેહનું નામ, ઘેર વિવેક બતાવે;
સતી તેહનું નામ છે, પતિ મુએ સત્ય સત ચડે.
ઉમીઆશંકર તે ખરી સતી; અવર સતી સહુ આખડે.

ઉપર પ્રમાણે સર્વ ગુણયુક્ત તે શુદ્ધ સતી હતી. એક દિવસ ભાનુભટની હજામત કરવા સારૂ તેને ત્યાં એક હજામ આવ્યો હતો.ભાનુભટની હજામત કર્યા બાદ તેની સ્ત્રીના નખ પડદા બહાર લીધા. નખ નિહાળતાં આશ્ચર્ય પામ્યો કે આવા નખ રાજ દરબારની રાણીયોના પણ નહિ હશે. કે જે સૂર્ય સન્મુખ ધરતાં પીગળી જાયછે. એમ વખાણતો વખાણતો ત્યાંથી ચાલી તરત ભોજ રાજાની હજામત કરવા સારૂ ગયો, હજામત કરતાં તે હજામે પેલી ભાનુભટની પત્નિના નખ ભોજરાજાને બતાવી કહ્યું કે આ નખ સૂર્ય સન્મુખ ધરતાં પીગળી જાય છે. ત્યારે પોતે કેવી ખૂબસુરત હશે. મારા સમજવા મુજબ એવી કોઇ સ્ત્રિ રાજ દરબારમાં પણ હશે નહિં. ભોજરાજા નખ જોઇ ચકિત થયો. ને તે સ્ત્રીનું મુખ જોવા પોતાનું મન લલચાયું. તે વિશે તે હજામને પૂછતાં ઉત્તર મળ્યો કે એ પતિવૃત્તા કહેવાય છે. માટે પોતાના પતિ સિવાય અન્ય મનુષ્યને કદી પોતાનું મુખ બતાવતીનથી. પણ જો તેને દ્વારે કોઇ સન્યાસી ભિક્ષા કરવા જાયતો ખૂલ્લા મુખ સહીત ભિક્ષા કરાવ્યા વિના રેહેતી નથી. હજામનાં વચન સૂણતાં પોતે મસ્તકપરના સર્વે વાળ કઢાવી નંખાવ્યા તથા દાઢીને મુછનું પણ મુંડન કરાવ્યું. વાળંદ વાગ લઈ પોતાને ઘેર ગયો. ભોજરાજાએ માથે ખડીનો લપેટો કરી, ભગવાં વસ્ત્ર પેહેરી કરમાં ડંડ કમંડળ ધારણ કરી સન્યાશીને વેષે ભાનુભટના દ્વાર)માં ભિક્ષાનો પોકાર પાડયો. ભાનુભટની પત્નિ લલિતભદ્રાએ જોયું તો સન્યાસી દીઠા. તેથી તેની કને જઇ દંડવત્ કરી પરશાળમાં આશનપર બીરાજ-

ન કરી પોતે ઘરમાં ગઇ. તે વખતે ભાનુભટ ચૌટામાં ગયા હતા. ચૌટામાંથી આંબા લઇ ઘેર આવ્યા. કારણ કે તે રતઆંબાની હતી. ઘેર સન્યાસી પધારેલા જોઇ ૐ નમોઃ નારાયણ કરી દંડ વૃત કર્યા. ને તેની પત્નિને પેલા આંબાનો રસ કાઢવાનું સૂચવી તથા સ્વામીને સારી રીતે ભોજન કરાવવાનું કહી કામ પ્રસંગે પોતે ચૌટામાં ગયા.

ભાનુભટની સ્ત્રી લલિતભદ્રા આમ્રફળને ગોળી રસ કાઢવા લાગી. ત્યારે આમ્રફળમાંથી રસનું એક ટીપું નહિ પડતાં શીરોમણી સતી સર્વાંતર જાણનારી બોલી;—

### શિખરિણી છંદ.

અરે આમ્રફળ તુજ રૂતુસમે, રસ કેમ ચોરે,
શું હું સત ચકી, અઘ સમયે આ શું બન્યું રે;
મુજ સત કે ચુકાવા, નૃપ ભોજ આવ્યા અહીં,
નહિતો રસ નવ ચોરે, શુદ્ધ મને માનું છુ હું સહી.

અરે આમ્રફળ શું હું મારૂં પતિવૃતાપણુ ચૂકી કે ભોજરાજેંદ્ર મારૂં સત ચૂકાવા આવ્યા કે મારા કયા પાપે તારામાંથી જરા પણ રસ નીકળતો નથી. લલિતભદ્રાનું એવું વાક્ય સુણી સન્યાસી [ભોજરાજેંદ્ર] સમજ્યો કે અરે! ચતુર સ્ત્રી મારૂં કપટ જાણી ગઇ. તત્કાળ આસનનો ત્યાગ કરી ચાલવા લાગ્યો કે લલિતભદ્રાએ કહ્યું. હે ભોજરાજેંદ્રા મારૂં પતિવૃતપણું ભંગ કરવા આપ આવ્યા પણ મારૂં વૃત રાખનાર સર્વાંતરજામી ઈશ્વર સમર્થ છે. આપ મારે ઘેર ભગવાં વસ્ત્ર પેહેરી સન્યાશી બની આવ્યા; તેથી મારા વૃતને કાંઈ

હરકત નથી. તેમ રાજા લેખે પિતા તુલ્યછો જેથી હવે મા-
રા હાથની ભિક્ષા કરતા જાઓ. જો ભિક્ષા કર્યા વિના જશો
તો મારા શ્રાપથી આપને કષ્ટ થશે. તેવું સૂણિ ભોજરાજા
શ્યામ મૂખે પુનઃઆસનને પ્રાપ્ત થયા. બાદ લલિત ભદ્રાએ
આમ્રફળમાંથી રસ કાઢી ભિન્ન ભિન્ન પ્રકારે ખુલ્લા મુખની
સાથ ભિક્ષા કરાવી કહ્યું. હે રાજેંદ્ર! આપ શુદ્ધસતીને કદી
છોડશો નહિં. તે સતીને નમન કરી ત્યાંથી ભોજરાજેદ્ર પો-
તાના ખાનગી મેહેલમાં ગુપ્ત રીતે દાખલ થઈ પ્રધાનને
તેડાવી સર્વ બીના જાહેર કીધી. સાથે કહ્યું જે મારે જ્યારે
મુછે, ડાઢીએ, ને મસ્તકે બાલ આવશે. ત્યારેજ હું કચેરીમાં
આવી શકીશ. માટે અમલદારો વિગરેને કહેવું કે રાજાજી
હાલ માંદા છે. ને સર્વ કામ તમો ચલાવજો. પ્રધાન સ-
લામ કરી કચેરીનું સર્વ કામ ચલાવવા લાગ્યો. આશરે માસ
એક થતાં ભોજ રાજાને વાળમુછ પ્રાપ્ત થયા ત્યારે પ્રધાનને
તેડાવી કહ્યું. મારે આજે કચેરીમાં આવવું છે. માટે મોટી ધામ
ધુમ કરો. ચોરાશી, દક્ષિણા તથા કંગાલ જનોને દાંન આપી
રાજી કરો. હજુર હુકમ મુજબ પ્રધાને સર્વ કામ કર્યું. ને રા-
જાજી સુખી થતાં હર્ષનો પોકાર થયો, તથા ઠામ ઠામ ઉ-
ત્સવ થવા લાગ્યો. ભોજરાજા કચેરીમાં પધાર્યા. તેથી ચારણ
ભાટ, દશોદિ, કવિ આદિ કવિત્વ કરી રાજાને રીઝવવા લા-
ગ્યા. એરીતે તે દિવસ મંગળીક ગણવામાં આવ્યો.

રાજ કરતાં ઘણાક દિવસ થયા ત્યારે વળી ભોજરાજાની
હજામત કરવા અગાઉ આવેલો હજામ હજામત કરવા આવ્યો.

હજામત કરતાં બોલ્યો; હે પ્રજા પ્રતિપાળ, ધર્મ ધુરંધર, ભોજ રાજેંદ્ર, શેહેરમાં વાતો થાય છે કે ભાનુભટની પત્નિ જો પોતાના પતિ મૃત્યુ પામતાં પછવાડે સત આવીને સતી થાય તોજ તેનુ નામ શુદ્ધ સતી. નહિ તો ઉપરથી "અછી બની પણ ભીતરકીતો રામ જાણે." તે સતી થયા વિના તેને શુદ્ધ પતિવ્રતા પણ કહેવાય નહિ. ભોજરાજાએ કહ્યું, ત્યારે તેનું એક વખત સતીપણું જોવું ખરૂં કે તે કેવી શુદ્ધ પતિવ્રતા છે. હજામે કહ્યું હાલમાં ભાનુભટ ઘેર નથી. તો જો કોઈ કહે કે ભાનુભટ ગુજરી ગયા તો પછવાડે તરત સત આવવાનું હશે તો આવશે. એમ કહી હજામ હજામત કરી તેને ઘેર ગયો. ને ભોજરાજા ભાનુભટના દ્વાર પાસે જઇ ઊભા રહી કહ્યું કે અરેરે ઈશ્વર! આજ સમાચાર મળ્યા કે ભાનુભટ ગામ ગએલ ત્યાં ગુજરી ગયા. અરે આ શું માઠો બનાવ. ઉજયનપુરમાં તેના જેવા એક વેદાકત વિપ્ર હતા નહિં. અરે આતો અકાળ મૃત્યુ, દૈવની ગતી ન્યારી છે. કાળ કોઇને મૂકતો નથી. હર હર હર.

ઘરમાં લલિતભદ્રાએ ભાનુભટના મૃત્યુની ખબર સાંભળી અંતર ગત જોયું તો ભાનુભટ સુખ મજેમાં આનંદ યુક્ત બેઠા છે. બહાર આવી જુએ છે તો દ્વારમાં ભોજરાજાને દીઠા. તેને પોતાની પાસે બોલાવી કહ્યું, માલવપતિ ભોજ રાજેંદ્ર, તમો બીજી વખત પણ મારૂં સતપણું લેવા આવ્યા. તો હું હાજરછું. આપે મારા પતિ મૃત્યુ પામ્યા એવા ખબર દીધા તેથી હવે હું સતી થાઉંછું એમ કહી અગર ચંદનની

એહ ખડકી સતી થવા તત્પર થઇ. ત્યાં વિચાર આવ્યો કે મારા પ્રાણનાથ આવતાં મને નહિ દેખતાં મૃત્યુ પામશે. માટે ઘરની પછીતે "જીવતો નર ભદ્રા પામશે" એવું ચરણ લખી ભોજન ગ્રહમાં કંસાર ને ચોખા રાંધવા મૂકી અગ્નિ દેવીને કહ્યું કે હે માતુશ્રી આ કંસાર ને ચોખાને તું બાલીશ નહિ. હું આવું ત્યાં સુધી તું પણ નીચે પ્રદિપ્ત રહેજે. એમ કહી ચોકમાં આવી ઇશ્વર સ્તુતી કરી—

રાગ દીંડી.

પરમેશ લેશ વિનતિ આ ધારો, ટેક
દીનદાસી કેરી ચૂક છે હજારો,
સર્વ દોષ કોષ દૂર કરી ઉગારો. પરમેશ૦
પ્રાણપતિનું અકાળ મૃત્યુ સૂણી,
હોઉં શુદ્ધ તોરે સત ચડે નિગુણી;
પાપ સહુ નિવાર, નાથ હે નિગુણી. પરમેશ૦
સતી થાઉં પ્રીતિ ભાવથી હું આજે
નૃપેંદ્રભોજ તણાં કહેણનેરે કાજે
સત્યકર સત્યાધિશ તું પ્રકાજે. પરમેશ૦
પુનઃજન્મમાં તું કાન્તને મેળાવે,
અવર પુરૂષ મારે બંધુ, બાપ કહાવે;
નેક સતીની સ્તુતિ સ્મરણમાં લે ભાવે. પરમેશ૦

સ્તુતિ કરી રહ્યા પછી સત આવ્યું ને જે અંબે જે અંબે પોકાર કરી ચિતામાં સતી થઇ ગઇ. ભોજરાજા અતી અફસોષમાં પડયો કે હાય. હાય; શુદ્ધ સતીને મેં છેડી ને વળી આત્મ

હત્યાનું તથા સ્ત્રિહત્યાનું, એવાં બે મોટાં પાપ મારે શાર એંઠાં. હવે મારો આ ભવમાં ને પેલા ભવમાં કયાંઇ આરો નથી. એકદમ ખાનગી મહેલમાં જઈ પ્રધાનને તેડાવી હકીકત કહી પણ લીધું કે જ્યારે પૂનઃવખત લલિતભદ્રા મળે તોજ રાજનું સર્વ સૂખ ભોગવવું. ન મળે તો આને આ ગેહેલમાં મારો દેહ ત્યાગ કરવો. એમ નક્કી કરી એ સ્થળમાં લલિતભદ્રા સતીની માળાનો જાપ જપવા લાગ્યા.

થોડારોજમાં ભાનુભટ ઘેર આવીને જુએ તો ચોકમાં રાખનો મોટો જંગ, ને ઘરમાં પોતાની ત્રિયા મળે નહિ તેથી પોકાર પાડવા લાગ્યો. ને દીવાનો બની ગયો. ઘરમાં જુએ ને વળી બહાર જુએ. એમ કરતાં રક્ષા પાસે જઇ રૂદન કરવા માંડયું.

**લલિત.**

અરર પ્રાણ પ્રી તું કયાં ગઇ, રખડતો મુકયો કયાં જતી રહી;
અરર દુઃખ તે શું વડું કર્યું, દહન દીલ તો તેં પ્રિયા કર્યું.
પ્રિય તુજને કયાં થકી મળું, પ્રિય પ્રિય હું શબ્દ ઉચરૂં;
પરમ ઇશરે સાહ્ય તો કરો, દીન બ્રહ્મની સ્તુતિ દીલ ધરો,

છેવટ ઘરમાં જતાં પછિતે "જીવતો નર ભદ્રા પામશે" એવું લખેલું હતું તે પાઠે કરી બાવરો બની દેશે દેશ ફરવા મંડયો. ભાનુભટની પત્નિ જે લલિતભદ્રા સતી થઈ કાશીપૂરીમાં કાશીરામ નામના વિપ્રને ત્યાં પુત્રી અવતરી. એ પુત્રીના જન્મથી કાશીરામની સમૃદ્ધિ તથા સુખ વૃદ્ધિ પામવા લાગ્યું.

જ્યારે તે પૂત્રી ઉમર લાયક પરણુવા યોગ્ય થઇ ત્યારે

કાશીરામે તેને કહ્યું. હે પુત્રી ? હવે તારે કાજે યોગ્ય કંથ શોધશું. પુત્રીએ કહ્યું, પિતાશ્રી હું મારો કંથ મારી મેળે શોધી કાઢીશ. તમારે કંઈપણુ મેહેનત કરવી નહિં બાપ. એક દિવસ તે નં તેની મા ગંગાત્રટે જળ ભરવા ગએલ ત્યાં પેહેલો ભાનુભટ વિપ્ર "જીવતો નર ભદ્રા પામશે" એમ વખતો વખત વદતો ફરે છે. ત્યારે કાશીરામની પૂત્રીએ તેને પકડયો. ને તેની માને કહ્યું. હે માતુશ્રી મારે આ વર સાથે પરણુવું છે. તેની માએ આના કાની કરી પણુ તેની પુત્રીએ જયારે જક્ર ન છોડી ત્યારે તે વિપ્રને ઘેર તેડી ગયાં. પુત્રીએ કાશીરામને કહ્યું હે પિતાશ્રી મારે આ વર પરણુવો છે. તેના પિતાએ કહ્યું. બેટા એ ગાંડા જેવો વર પરણાય? પૂત્રીએ કહ્યું, એ મારો પેલા ભવનો પતિ છે તેની નિશાની તરીકે જુઓ તે બોલેછે.

છપો.

પ્યારી તું થઇ વિમુખ, મુજ થકી હે નારી;
પ્યારી તું થઇ વિમુખ, મુને મૂકી ગઇ મારી;
પ્યારી તું થઇ વિમુખ, સતી થઇ વેગે ચાલી.
પ્યારી તું થઇ વિમુખ, પતિ પછવાડે મેલી;
દીલમાં દુઃખ કરવા મુને, રખડતો રાખ્યો વન વિષે;
છેવટ લખીઉં એટલું, જીવતો નર ભદ્રા પામશે.

એવું સૂણી પૂર્ણુ ખાત્રીથી કાશીરામે તેની પૂત્રીને ભાનુ ભટ સાથે પરણાવી તેને ઘેર મોકલ્યાં. ભાનુભટ પુનઃવખત પરણી આવે છે એ ખબર ભોજરાજાને પડવાથી એકાંત સ્થળમાંથી બહાર નીકળી પગે ચાલીને અધ કોશ લલિત

ભદ્રા સામો ગયો. તેના ચરણમાં પડી બોલ્યો હે માતુશ્રી, જગતપાવની. અધમ ઉધારની શીરોમણી સતી? મેં તને ઘણું દુઃખ દીધું છે, તને મરાવી નાંખી સ્ત્રી હત્યાનું મોટું પાપ મારે શીર બેઠું છે. તેથી હે દયાળુ માતા ક્ષમા કરી અપરાધ દુર કરજે. હું તારો શેવક ભૂલુંજ. પણ માતુશ્રીએ મહેર કરી પુત્રપર કરૂણા રાખવી જોઇએ. લલિતભદ્રાએ કહ્યું ધર્મ ધુરંધર માલવપતિ, એમાં તમારો કાંઈ દોષ નથીજ. બનવુંતું ને થયું. તે કાંઇ મિથ્યા થાય નહિ માટે હવે સોચ કરવો તજદો. ત્યાંથી ચાલી રાજાએ શેહેરમાં સામૈયા સાથ ધામધુમથી પોતાને ઘેર પધરાવ્યાં. ત્યાં ભોજન કરાવી ચરણમાં પડી માફી માગી તેને ઘેર વિદાય કર્યા. લલિતભદ્રા ઘેર આવી જુએ છે તો કંસાર હજુ ઉનો ને ચઢી રહ્યો છે. ચોખા પણ તેનીજ પેઠે. ચુલામાં અગ્નિદેવી પ્રદિપ્ત છે. તેને પ્રણામ કરી હાસ્ય વિનોદની વાતો કરી નિરાંતમાં દિવસ નિર્ગમવા લાગ્યા.

**રાગ કલ્યાણ.**

સ્વદેશની સ્ત્રીઓ, આ ધ્યાનમાં ધરો;
લલિતભદ્રા કેરૂં વૃત, સર્વ આચરો. ટેક.
શુદ્ધ પત્નિ એ હતી પતિવૃત, પાળ્યું કેવું વૃત;
તેવું પાળો તમે સર્વદા નીશ્ચ થઈ સુમત. સ્વ.
આ સંસારનું સૂખ ભોગવજો, કરી સ્વામિ સેવાય.
પતિવૃતાનો ધર્મ ગ્રહીને, વરતો તમો સદાય. સ્વ.
સ્વામિ સમજો પ્રભુ તમારો, સર્વ થકી એ શ્રેષ્ટ;

શુદ્ધ શેવાથી ટળશે પાપો, જેહ હોયછે નેષ્ટ. સ્વ.
સુઓધ સુણી વરતો સરવે, એ ઉરમાંછે આશ;
ઉમીઆશંકર, ઈશ્વર તમપર, થશે અતી હુલાશ.



# वार्ता ४ थी.

## ધીરસિંહના ધૈર્યની.

### દોહરો.

દુઃખ રૂપી દુનીઆ વિષે, નાવ ધૈર્ય સુખ શાંત;
તારનાર વિપત્તિ થકી, બડી ધીરજ બડી બાત.

છત્રપૂર નામનું સુંદર ને વિશાળ શેહેર હતું. ત્યાં ધિરસિંહ નામનો રાણો રાજ્ય કરતો હતો. તે ચતુર, શૂરો, ગુણવંત ને જેનામાં ધૈર્યરૂપી બડો સદગૂણ પ્રકાશ કરતો હતો. એવો ધૈર્યવાન નૃપતિ એક નિતીની રાહથી પોતાના મુલકમાં રાજ કરતો હતો. તેને એક સુખદ સ્વરૂપવંત પત્નિ હતી. જેનું નામ સુભદ્રા હતું. તેના પણ સર્વ ગુણો ઉત્તમ પ્રકારના હતા.

તે વખતે દિલ્હીની ગાદીએ મહમદગાંડો નામનો પાદશાહ રાજ્ય કરતો હતો. તે ક્રૂર, લોભી ને જૂલમી હતો. કહેવત છે કે **यथा नाम तथा गुण**. એ પ્રમાણે તેના નામ મુજબ સઘળા ગુણ ગાંડાઈના ખડગની ધાર જેવા હતા. તેણે રજપૂત રાજ્યોપર એટલો સખ્ત કર નખ્યો હતો કે તે પાંચ વરસે પણ પૂરો ન પાડી શકાય. એટલો એક વર્ષમાં લેતો.

એકસમે પરમેશ્વરની અવકૃપાથી ધીરસિંહના કમનશીએ દેશમાં પૂરો વરસાદ વરસ્યો નહિં. જેથી કંઈ ઉપજ નહિ આવતાં ધીરસિંહરરાણો મહમુદ બાદશાહની પૂરી ખંડણી ભરી શક્યો નહિં. તે કારણે

પાદશાહના સખ્ત હુકમથી પાદશાહી લશ્કરે છત્રપૂરને ઘેર્યું. ધિરસિંહ તે વખતે ઘણાંક જોસથી લડયો પણ અંતે તેનું કાંઈ નહિ વળતાં છત્રપૂરમાં પાદશાહી લશ્કર આવી ધિરસિંહને તથા તેની સ્ત્રી સૂભદ્રાને પકડી દિલ્હીમાં પાદશાહ કને હાજર કર્યાં.

દિલ્લીશાહે પૂછ્યું અરે કમ જાત ધિરા ? તુંમે હમકી ખંડની પૂરી નહિ ભરી ને લશ્કર સાંબે લડને ધાયો. અરે આ તારી કેવી કમબખ્તી ? કે આ મહાન પાદશાહનો તેરે દીલકું લેશ ડર પણ ન લાગ્યો. માટે જા હું તને કારાગ્રહમાં નાંખુછું. પાદશાહનાં એવાં ક્રોધ વચન સૂણી ધિરસિંહના મનમાં શૂર ઉભરાઇ આવ્યું. ને બોલ્યો કે અરે આ કેવી વિપત્તિ! અરે મલેચ્છના હસ્તમાં! અરે મારી અસી તમો આ કટુવેરાને મારવા કેમ ધાતાં નથી. અરે મારાં સર્વ શસ્ત્રો ! આ વખતે તમે મારાથી વિયોગ કેમ કર્યો. અરે મારી બંને ભૂજા ? તુમ તુચ્છ તરકડાપર કેમ તૂટી પડતી નથી. અરે મારાં શૂર વીર નેત્રો! આ વખતે તમારામાંથી શૂરાતન ક્યાં જતું રહ્યું. અરે જીવ માથે તુચ્છ તરકડા કાળો કેર છે તે સાંખવાને કેમ તત્પર રહે છે. અરે! ધરતી મૈયા ! આ શૂરા રજપૂતે ઘણાક દિવસ આનંદમાં ગુજાર્યા તેને આજ કેદની સજ્યા ? અરે!

પૃથ્વી રસાતાળ કેમ જાતી નથી! પૃથ્વી મા હવે મને મારગ આપો. પણ હવે હું શું કરૂં, આ વખતે સર્વોત્તમ પરિઅળ તરકડાનું છે. તે સિંહ કને અજાનું શું ચાલવાનું. કંઇ નહિ. માટે આપણે ધારજ ધરવી. ધીરજ એ મોટી વાત છે.

**દોહરો**

દુઃખસેં ડર નવ ગરદ જન, પડતી ચડતી હોય;
એક કાળ દુઃખ દીલ દહે. અન્ય કાળ સુખ થાય.

માટે ધીરજ ધરવી. ચાલ મંન હવે કાળાગ્રહને આધિન થા. તે ચાલ્યો કે પછવાડે સિપાઇઓએ તેને કાળાગ્રહમાં પૂરી આગળ એક ચોકી રાખી.

મહમુદ પાદશાહે જ્યારે સુભદ્રાનું સ્વરૂપ જોયું કે તે ચકિત થઈ. તેપર અથાગ મોહીત થઇ બોલ્યો પ્યારી! તારા પતિકું જેલમાં નાંખ્યા. અબ તુમ મારી સાથે મોજ શોખ કરી સુખ ચેનથી ચાલ. તુજકું મારી સબ બેગમમાં બડી બેગમ કરના ચઈતા હું. જા તને વચન આપૂછું. આવાં કઠોર રૂપી વચન સાંભળતાં સુભદ્રા ક્રોધ યુક્ત બોલી. અરે અલ્યા સુર દૈત્ય! હું તારી કને કદી આવવાની નથી.

અરે! કમબખ્ત પાદશાહ જો તુંમ મુજકું સતાવે. સો હુમ તુજકું હાલ બેહાલ કરૂંગા. અચ્છા યાદ રખના એવાં ક્રોધ વેણુ સૂણી પાદશાહ નાગી તરવાર કાઢી બોલ્યો અરે દુષ્ટ સુભદ્રા! તુમ કયા બડબડ કરતી હો. હમેરા હુકમ નહિ માનોતો આ તલવારથી તમારા જાન જાયગા. એવાં વચન સુણી સુભદ્રા સમજી કે પાદશાહ પાસે મારૂં લેશ પણ

બળ ચાલશે નહિ.

**મનહર છંદ.**

જગત નિયંતાએ, આ જગત રચ્યું છે તેમાં;
સર્વ કાળ સુખ કંઈ કોને ન કદી મળે.
મહાન સમુદ્ર વિષે, નાવ જેમ ભાગ્યું તેમ;
સંસાર સમુદ્રમાં એ, દુઃખ એ આવી ભળે.
પરાક્રમી રામચંદ્ર તણી રાણી સીતાજીને;
રાવણે અથાગ દુઃખ દીધું તે સહ્યું ખરે.
ભાગ્યમાં ભલું કે બુરૂં, જેવું હોય ભોગવવું;
લેખ વિધાતરી તણા ટાળ્યા કદી ન ટળે.

અરે! સીતાજી જેવી શિરોમણી સ્ત્રી! તથા જેના પતી ત્રીલોકનાથ કે જેને વશ બધું જગત! એવા રામચંદ્રજીએ પણ વનમાં સંકટ વેઠયું. તો આપણે માનવ માત્ર શી વિસાતમાં. માટે ધીર ધરવી. ને કંઇ યુક્તિ પ્રયુક્તિથી પાદશાહને ભોળવવો. એમ વિચારી પાદશાહને કહ્યું હે દીલીપતિ! હું આપના રંગ મહોલમાં રહેવા ખુશીછું પણ અમારી રજપૂતની બેટીઓ જો પાદશાહને ત્યાં જાય તો તે પેહેલાં એક માસ તેને શેહેર બહાર વૃત કરવાનું કહ્યુંછે. માટે હે નામદાર સાહેબ. એક માસનીહું રૂકસદ ચાહતી હું. પાદશાહે હા કહી ને તેને દુર એક મહેલ કહાડી આપ્યો તેમાં તે રહી. હવે દિલીશાહ પ્રતિદિન શુભદ્રાદેવીનું રટણ કરે છે ને પોતાના મનને ઉત્કંઠા છે કે. એક માસ કાલ જતો રહેશે બાદ તેની જોડે પ્યાર કરીશું. એમ કરતાં કરતાં એક માસ પૂરો થયો કે પાદશાહે સુભદ્રાને કહેણ

મોકલ્યું કે પાદશાહ તુમકુ તેડવાનો ઇરાદો રાખતા હે. માટે તયાર રહેજો. સિપાઈને મુખેથી એવાં વચન સાંભળી મુછા ખઇ રૂદન કરવા લાગી.

## લલિત છંદ.

અરર ઈશ્વરા, કેર શું થયો, રજપૂતો પરે જુલ્મતો વધ્યો.
શુરવિર જે ક્ષત્રી જાતરે, અરર આજ એ મલેચ્છ હાથરે;
પ્રિતમ માહરો જેલમાં પડયો, અરર શોકનો નીધિ ઉભર્યો.
જુલમી રાજમાં જૂલ્મ થાયછે, દહન દીલ હમેશ થાય છે.
જુલમ સિંહના હાથમાં જવું, સહસ્ત્ર સારૂંછું મરવુંરે ભલું;
અરર આજ આ આભ તૂટિયો, દુઃખનો વળી મેહ વરશિયો.
જનમ અન્યનાં પાપ શું નડયાં, અબળ જાતને આવીરે પડયાં.
કષ્ટથી સદા મૂક્ત તો કરો, અબળ જાતની દીલ દયા ધરો.

અરે આમ વિલાપ કરવાથી શું શાર્થક થશે. પાદશાહ હમણાં આવી પૂગશે. માટે કંઈ યુક્તિ કરૂં તો છૂટું. એમ ધારી સિપાઇને કહ્યું કે પાદશાહકું કેના કે એક રથ હાલ આપો મારે શીવાલયે દર્શન કરવા જવું છે. માટે વળતી આવું ત્યારે આપ પધારજો. સિપાઇએ જઇને કહ્યું. કે રથ તૈયાર કરી સાથે બે સિપાઇઓને મોકલ્યા. સુભદ્રા રથમાં બેશી શેહેરથી એક મૈલ શીવને ડેરે દર્શન કરવા ગઇ; (રથમાંથી ઉતરી મહાદેવનાં દર્શન કરતાં બોલે છે.)

## રાગ આસાગોડી

સ્મરણુ ચિન્તે એક ધરિએ,
મહાદેવતણું સ્મરણુ ચિતેએક ધરિએ—ટેક

જગત કૃપાળુ, દીલના દયાળુ,
નિત નિત પ્રેમે પ્રણમીએ. મહાદેવતણું—
વિશ્વનાથ છો વિશ્વકર્તા,
તમ કૃપાવિણ ઠામ ન ઠરીએ. મ૦
ક્ષત્રિ પુત્રિ મલેચ્છને હાથે,
ધિઃક ધિઃક વાત ઉચરિએ. મ૦
અબળા જાતિ અતી વિપત્તિમાં.,
દીનદાસીની સંભાળ લઇએ. મ૦
કષ્ટ નષ્ટ કરો કૃપાસિંધુ,
વિનતિ આ લક્ષમાં ધરીએ. મ૦

હર હર શંકરા! આ મહાકષ્ટને સમયે હું તને શરણાંગતછું આ દુષ્ટ પાદશાહ મારૂં પતિવૃતાપણું, ભંગ કરવા ટાંપી રહયો છે. ને મને મારવા જરાપણ ઢીલ નથી. માટે હે શંકરા મારૂં રક્ષણ કરા રક્ષણ કર. એવા પોકારથી તે ડેરા માંથી શબ્દ થયો કે "ધીર ધર, ધીર ધર, ધીરજવાળ બડી હે તું એ પાદશાહનો ડર રાખ્યા વિના અહીંથી અરણ્યમાં ચાલી જા હું અન્ય મનુષ્યોને નિદ્રાવશ કરી દેઉંછું" એવા શબ્દ સૂણી શંકરની સ્તુતિ કરી એકદમ એકલી અરણ્ય તરફ રવાના થઈ ગઇ. થોડોવારે માણુસો જાગીને જુએ તો સુભદ્રા મળે નહિં. તેથી એકદમ પાદશાહને જાહેર કીધું. પાદશાહે ચોતરફ લશકર મોકલ્યું પણ ક્યાંઈ પતો ન મળતાં પાછું આવ્યું. તેથી પાદશાહ નિરાશ થઇ શોકાતુર થઇ ગયો,

મહમદગાંડા પાદશાહના વખતમાં એક પીતરખાં નામનો પાદશાહનો ખજાનચી હતો. પાદશાહનો તેપર સંપૂર્ણ વિશ્વાસ હતો. તેથી તીજોરીનું તમામ કામ તેના કબજામાં સોપ્યું હતું. પાદશાહી તીજોરીમાં એક "પાદશાહી હીરો" કે જેની કિમત એક કરોડથી પણ વધારે હતી. તે પાદશાહના તાજમાં હરવખત તેજ કરતો હતો, હાલમાં તે ખાસ કારણથી પાદશાહે ખજાનામાં મૂકાવ્યો હતો. હવે તે હીરો જોઈ પીતુરખાનું મન લલચાયું. તે ગુપ્ત પેરવીથી છૂપાવવા પ્રપંચ કર્યો. ધિર સિંહ જે જેલમાં હતો ત્યાં પીતુરખાં એક રાત્રે આવી કંઈ યુક્તિથી તે જેલના ગોખલામાં હીરો સંઘરી પોતાને ઘેર ગયો. તેનું મૂળ કારણ એ હતું કે જો પાદશાહ હાલ હીરો માગે તો કંઇ યુકિતથી પેલો ધિરસિંહ પાદશાહ લઈ ગયો તેમ સાબીત કરી આપવું. જેથી લુચ્ચા વિરસિંહ રાણાના બે હાલ થાય. કદી પાદશાહ જો બે વરસ તે હીરો ન માગે તો સદરહુ હીરો લઇ બીજા દેશમાં હું જતો રહીશ.

ધિરસિંહ પાદશાહ કારાગ્રહને આધિન થયો ત્યારથી તેને માથે દુઃખનો મેહ વરસ્યા કરતો હતો. તેણે ધાર્યું કે અરે ઇશ્વર! આ પરાધિનપણાથી મૂકત કર. નહિ તો સત્વર મૃત્યુ આપ. આ કારાગ્રહમાંથી છુટવાનો એકે આરો નથી. તેમ તુચ્છ તરકડાને શાની દયા આવે કે મને વિપત્તિમાંથી મુકત કરે. મારી પ્રાણપ્રિયાની વલે મેં જાણી, તે બીચારી જંગલમાં એક લડી પોકાર કરતી ચાલી જતી હશે. અરે દૈવ હવે મને આ માંથી મુક્ત કર. મુકત કર. તુચ્છ બાદશાહને રહેમીઅત

હોય નહિં એમ વિચારી દુઃખના આવેશમાં ત્યાંથી નાશવા કાજે કાંઇ યુકિત કરી.

એક દિવસ મહમદ બાદશાહે ખજાનામાંથી તેના તાજમાં મુકવા સારૂ હીરો મંગાવ્યો. શીતુરખાંએ બાદશાહ પાસે જઇ અરજ ગુજારી કે જનાહ પનાહ; આપના ખજાનેમેં બાદશાહી હીરો છે નહિં. આપે દીધેલ તે મેં ત્યાં મુકયો હતો. પણ આજે જોતાં ખજાનામાં કોઈ તસ્કરે ચોરી કરેલી જણાયેછે. હવે આપ મને જીવાડો, યા મારો. હું કોઈ દીન અસત્ય વદી અવિશ્વાસ પાત્ર થયો નથી. માટે આજ પણ અસત્ય કેમ વદું. હવે આપે મને જે શિક્ષા ફરમાવવી ઘટે તે ઉઠાવવા તત્પર છું. મહમદ બાદશાહને તેના પર સંપૂર્ણ વિશ્વાસ હતો જેથી તેને કંઇ નહિ કહેતાં ચોરેલ તસ્કરની શોધ કરવા સારૂ માણસો મોકલ્યાં. સાયંકાળને સમયે ધિરસિંહ રાણો દુઃખાવેશમાં કારાગ્રહમાંથી એકદમ નાઠો. તેને નાસતાં એક શિપાઇએ દીઠો, તેથી પકડી બાદશાહકને હાજર કર્યો. બાદશાહે તેને તસ્કર ગણી કારાગ્રહમાં તપાસ કરવા શીતુરખાંને મોકલ્યો. શીતુરખાંએ કારાગ્રહ જોયો તો જ્યાં તેણે બાદશાહી હીરો મુકેલો તે હાથ આવ્યો. તે લઇ ધિરસિંહ પાસે જઈ ગુપ્ત રીતે તેના કપડાના ગુંઝામાં નાંખી બાદશાહ કને બોલ્યો. નામદાર સાહેબ કારાગ્રહમાં કંઇ નથી. તેથી બાદશાહે તેનાં કપડાં વિગરેનો ઝાડો લેતાં અંગરખાના ગુંઝામાંથી હીરો નીકળ્યો. જેથી ક્રોધ કરી તેને મારવા સારૂ ગામ બહાર ચાર ચંડાળ સાથે રવાના કર્યો. ચંડાળ લોકોએ ગામ બહાર જઇ ધિરસિંહ

બાદશાહને મેદાનમાં ઉભો રાખી દુરથી તલવારના ત્રણ ઘા કર્યા. તે ત્રણે ઘા ધિરસિંહના માથા ઉપર થઇ નિચે પડયા. તેથી ચંડાળોએ વિચાર કર્યો કે આ કોઇ ચમત્કારી ને મહાત્મા સત્ય પુરૂષ જણાય છે. નહિ તો ત્રણે ઘા કદી ખાલી જાય નહિ. એમ વિચારી તેને બચાવી રવાના કરી પોતે શેહેરમાં બાદશાહ કને જઈ બોલ્યા કે અમો મારી આવ્યા. રૂકસત લઈ સો સૌને ઘેર ગયા.

સુભદ્રા જે ધિરસિહની સ્ત્રી તે જંગલમાંથી ચાલી એક નાના ગામડામાં કુંભારણને ઘેર ચાકરડી રહી. ને પીયુ, પીયુ, ઝંખના કરતી બેડી. ધિરસિંહ મૃત્યુમાંથી બચી ચાલતાં ચાલતાં તેપણ જયાં તેની સ્ત્રી હતી ત્યાં ગયો ને બનવા યોગે બંન્ને શુદ્ધ દંપતિનો મેળાપ થયો. માટે ઇશ્વરનો સંપૂર્ણ ઉપકાર માની ત્યાંથી ચાલી છત્રપૂર પોતાની રાજગાદીએ આવી પહોચ્યાં, ત્યાંના લોકોએ બડી ધામધુમથી રાજ પદ્દી આપી. બાદ રાજા રાણી હરનીશ સૂખમાં દિવસ નિર્ગમવા લાગ્યા. તે રાણાનો કટ્ટો વેરી મહમુદ બાદશાહ પણ મરણ પામ્યો. જેથી તેની તરફનું મોટું કસ્ટ મટયું સમજી ઈશ્વરનો ઉપકાર માન્યો.

**ઉપજાતી.**

જુઓ ધિરસિંહે ખરૂં ધૈર્ય આણ્યું.
સુભદ્રા તણું ધૈર્ય આમાં વખાણ્યું;
જનો કષ્ટતાથી કદાપિ નહારો;
ધરો ધૈર્યતા સુખ થાસે હજારો

# वार्ता ९ मी.

## કુભાર્યા કષ્ટની

### ઊપજાતિ

કુભાર્યા કર્મની કષ્ટ કહાણી, કુકર્મી, કૃતઘ્ની હરરોજ હાની;
કુકર્મથી કલેશમાં એ રૂંધાની, શ્રોતા જનો સાંભળો હર્ષ આણી.

બલીપૂર નામના નગરમાં પૂરવે જગતશાહ નામનો વણિક વસતો હતો. ઇશ્વર પ્રતાપે તેને ચાર પુત્ર પરાક્રમી હતા. તેમાં વડો વિજયચંદ, ભૂપતચંદ, ગોકુળ, ને છોટો લક્ષ્મિચંદ, એ ચારે પુત્રોને સારી રીતે પરણાવ્યા હતા. વિજયચંદની સ્ત્રીનું નામ મણી, ભૂપતચંદનીનું છબલ, ગોકુલની રતન, ને લક્ષ્મિચંદની સ્ત્રીનું નામ ઉજમ હતું. તે ચારે સ્ત્રીઓ ઉંચ કૂળની હતીઃ તેથી જગતશાહે જાણ્યું કે ઘરનો કાર વેહેવાર સારી રીતે ચાલી આબરૂની વૃદ્ધિ થશે. પણ આતો તેથી ઉલટું થયું. ચારે સ્ત્રીઓના પગલાં ઘરમાં થવાથી કુસંપ ને કજીઆનું કડવું બીજ રોપાયું.

છપ્પો.

નફ્ફટ નારના પાય. શેઠના ઘરમાં પેઠા;
સર્વ તરફથી શેઠ, માન મરતબમાં હેઠા.
નફ્ફટ નારના પાય, બીજ કજીઆનું ઉગ્યું;
કરેલ કિર્ત્તી અધિક, અપજશનું વાગ્યું ડુંડું.
રિદ્ધિ સિદ્ધિ થઇ ચાલતી, સુખ ટળ્યું સંતોષનું;
સંતાપ સર્વ વાતે થયો, દિન દિન અધિકા દોષનું.

જગતશાહ શોકમાં આહ! મારે ચારે પુત્ર પરાક્રમી ને સારા છે, તેમને સારૂ મેં ઉંચ કુળની કન્યાઓ જોઇ લગ્ન કર્યાં પણ આતો ચારે ચાંડાળી નીપજી. મારી કરેલ કિર્ત્તીને અપજશ લગાડે એવી ને ઘરના છિદ્રને ઉઘાડનારી ને કુળને એબ લગાડનારી સ્ત્રીઓના ઘરમાં પગલાં થવાથી મારે ઉલટું દુ:ખ આવી પડયું. જગતશાહે ચારે વહુઓને શીખામણ દીધી કે.—

છપો.

વહુઓ શુણો વાત, લાભ તમને સારો છે;
લડવું રડવું નહિ, રીસ કદી ન કરોરે.
વહુઓ સુણો વાત, સર્વ ઘર આજ તમારાં;
તમ વિણ મારે અધિક, કોઇ નથીરે પ્યારા.
કંકાસ તજીને કામની, હરનીશ હર્ષ માંહે ફરો;
હળી મળીને સહુ રહી, કામજ રૂડાં આદરો.

ઉપર પ્રમાણે શેઠ વારંવાર સુબોધ આપે પણ એતો “ પથરપર પાણી” તેની માફક જગતશાહનો બોધ નહિ સૂણતાં ઉલટી વાઘેણની પેઠે ક્રોધયુક્ત કેહેતી કે પિટયા બુઢ્ઢા, હવે છાનો માનો ઘરને ખૂણે પડયો રેને; પિટયાને મોત પણ આવતું નથી કે પિટયો આડો આવતો મટે. એવા એવા કુકર્મી શબ્દો બોલી હરનીશ શેઠને સંતાપતી હતી. શેઠ પુત્રોને કેહેતો કે ભાઇઓ, તમારી વહુવોને કંઇ વારો, એથી તો આડો આંક. એતો મને ગમે તેમ બોલી ગાળો ભાંડેછે. નિચી ચારે ચંડાળો આપણાં દુરભાગ્યે આપણાજ ઘરમાં આવી. અરે! ઇશ્વર, તેં મરવા

સમે આ મોટું કષ્ટ મારે માથે ક્યાંથી મૂકયું. અરે હવે કાંતો મારો કાળ નજીક લાવ કે આ કુભાર્યાના કટુ વેણથી હું છૂટું. એમ હરનીશ સૌચમાં ને સૌચમાં માંદા પડયો. મરવા સમે ચારે પુત્રોને બોલાવી સૌને જુદા જુદા હિસ્સા સોંપી જૂદા કર્યા. કારણ ભેગા રેહેવાથી ચારે કુભાર્યાઓ વાત વાતમાં લઢી પડતી. થોડા રોજ બાદ શેઠ મરણ પામ્યો. ચારે પુત્રો પિતાને અગ્નિદાહ દઇ ઘેર આવી સહુ જૂદા રેહેવા લાગ્યા.

પેલી ચારે કુભાર્યા નિચે બતાવ્યા મુજબ વર્તવા લાગી.

છપ્પો

ફુઅડ રંડાની ફોજ. રોજ પો'ર દિને ઉઠે;
ફુઅડ રંડાની ફોજ, પ્રથમ બાલકને રૂઠે.
ફુઅડ રંડાની ફોજ, કામ કરવા નવ કોડે.
ફુઅડ રંડાની ફોજ. આમથી આંમજ દોડે.
ફોજ ફુઅડ રંડા તણી, લડતી ચાલે લાકડે
ઉમીઆશંકર કુભાર્યા, કંથ સાથે પણ આખડે. ૧
ફુઅડ રંડાની ફોજ, સ્વચ્છ ઘરને નવ રાખે,
ફુઅડ રંડાની ફોજ, કલેશ કરતાં નવ લાજે;
ફુઅડ રંડાની ફોજ, ભોજન ન કરે ટાણે.
ફુઅડ રંડાની ફોજ, પરાયા સાથે માણે.
રંડા જગ મચાવીને, દ્વેશ પર સાથે કરે,
ઉમીઆશંકર ધિઃક ફુઅડને, શ્વાન જેની ગણવી ખરે. ૨
નગણિ નારી ધિઃક, ધિઃક તેની બુદ્ધીને;
નગણિ નારી ધિઃક, ધિઃક તેનીરે શીખને;

નગણિ નારી ધિઃક, ધિઃક સ્વરૂપજ તેનું;
નગણિ નારી ધિઃક, ધિઃકછે ભોજન એનું.
નગણિ નારીને ધિઃક છે. સર્વ વાતે સાચું કહું,
ઉમીઆશંકર નગણી તણો, ભેદ કદી હું નવ લહું, ૩

એ રીતે ચારે ચાંડાળી સ્ત્રીઓ પોતાના ધણીને સંતાપે પરાયા સાથે લડે, ને ઘરમાં કોઈ દિન સુખે રહેજ નહિ. પતિ પરદેશ જઇ આવ્યા હોય તો તેને શાંત નહિ કરતાં પિટયા મારા સારૂં શું શું લાવ્યો. એમ વારંવાર કહી ધણીને અકળામણ આપે. તેના સારૂ ભોજન પણ નહિં રાંધતાં વખતે ઉપવાસ કરાવે. ને દુઃખી દુઃખી કરી દાવાનળ સળગાવે; કદી જો પોતે મંગાવેલી વસ્તુ લાવ્યો નહિ હોય તો રડી કુટીને દ્વેષ ભાવથી હર્ષ વૃક્ષને હણી દિલગીરી કરાવે. પોતાની ભોજાઇ કે નણંદે સારૂ કપડું પેહેર્યું હોય તો ધણીને ધમકાવી તેવું કપડું લીધાજ શીવાય કંકાસ કદી મૂકેજ નહીં.

એવીરીતે તે ચારે સ્ત્રીઓ એક બીજાના પતિને સંતાપે. ને જેમ સિંહને અજાને, મુસુક મંઝારને, નોલને અહીને બને એવી રીતે પરસ્પર પુરૂષને સ્ત્રીને બનતું હતું.

જગતશાહનાં ચારે પૂત્રના જીવતો એકજ હતા ને દુકાને વ્યાપાર પણ ભેગાજ કરતા હતા તે ગામમાં તેને વ્યાપારમાં કંઇ લાભ મળતો નહિ માટે ચારે બંધવ ઘર સ્ત્રીઓને સાચવવાનું કહી વ્યાપારાર્થે પરદેશમાં રવાના થયા. પરદેશમાં જઈ વેપારની મોટી દુકાન જમાવી સારી રીતે વેપાર ચલાવવા મંડયા.

અહીં (બળીપુર)માં ચારે ભાઇઓની સ્ત્રિના પતિ પરદેશમાં જતાં આપણુને ઇશ્વરે સર્વોત્તમ સૂખ આપ્યું ગણી રૂડી રીતે મોજ શોખથી ખાવા પીવા લાગ્યાં, ચારે કુભાર્યાઓએ તે શેહેરના ખુબસૂરત યારો સાથે યારી કરી તેમની કનેથી હમેશાં સંસાર સુખનો લ્હાવો લેવા માંડયો. પોતાના કંથ ૭ માસમાં આવવાના હતા તે અગાઉ ચાર દિવસ પેહેલાં ચારે કુભાર્યાઓ ચોકમાં એકઠી મળી બોલવા લાગીઓ.

### ઇંદ્ર સભાની ગજલ

પહેલી—પતિ ગયો પરદેશમાં, એ આવશે હાલ;
સુખયાર જેવું અન્ય, નથી તેમાં માલ;
યારી કરી જેની સંગે, તેને કે મત જાય;
સત્યપતિ એને કહુ, અવર વૃથા કેવાય.
જયારે કંથ આવે અહીં, કરવી તેની ધાત;
બાદ યાર સંગ સુખ, ભોગવું ભલી ભાત.

બીજી—પ્રિય તારી સત્ય વાત, માનુંછું સદા,
પતિ પીટયાની ધાત સધ ઈચ્છુછુ તદા,
યાર સાથ સુખ સર્વ, માણીએ ખરૂં;
સત્યવાત કંથ ધાત, તરત હું કરૂં,

ત્રીજી—વાત સૂણીને તમારી, માનુછુ ઉપકાર;
નિશાસમે પતિ મારી; નાશીએ લઈ યાર,
અવર વાત કરવી નહિ, આપણે કદા.
જેથી શ્રેષ્ટ સુખ, ભોગવીએ સદા,

ચોથી—કંથને હણીને સઘ, આવું તમારી સાથ;
જો પિટ્યો પતિ મરે, તો છું અતી રળીઆત
ચાર વિણ સર્વે બેની, ખારો આ સંસાર;
અધિક સૂખ એમાં ગણું, કંયછે ગમાર.

ઉપર પ્રમાણે ચારે કુભાર્યાઓએ વિચાર નક્કી કરી ઘરને કામે લાગી. થોડારોજ થયાં તો ચારે ભાઇઓ દેશાવરથી કમાઈને ઘેર આવ્યા. ત્યારે બોલવા લાગી.

### મનહર છંદ

કુભાર્યા કંથ જોઈ, પિટ્યા તું ક્યાંથી આવ્યો;
લાવ્યો મારા સારૂ, શું શું ચીજ તુ નવાઈની;
લાવ્યો નહીં તો તું કેમ, મર્યો ન વિદેશ માંહિ:
પિટા તારૂ આંહિ કામ, શું હતું ગુડાઇની;
ખૂબ ખાઈ પીને મચ્યો, લડધો બન્યો કે જાણે;
જાણે મોટો આખલો, છકયોજ ખાઇ ખાઈની
અન્ય નારી સાથે રંગ ભોગ સારી રીતે માણી
જાણી મેં તારી લુચ્ચાઈ, પીટયા લંપટાઇની.

એવી રીતે ચારે બંધવોને ઓવતાંજ પોતાની સ્ત્રી તરફથી ગાળોનું માન મળ્યું. બીચારા સ્ત્રીના કંકાસથી એ વખતે ઘેર રહી શકયા નહિ; માટે તરત દુકાને ગયા. ને આણેલો માલ દુકાનમાં ઊતારવા લાગ્યા.

પછવાડે ચારે કુભાર્યાઓ મળી. ને પોતે અગાઉ ધારેલું કામ આજ પાર પાડવું, એમ બોલી સાંજે સહુએ પોત

પોતાના યાર સહુ સહુના ઘરમાં ગુપ્ત રીતે રાખ્યા. રાત્રે વાળુ કરવા દુકાનેથી પતિ ઘેર આવ્યા. કે કુભાર્યાઓએ નહિ રાંધેલ કે નહિ પાણી. બીચારા કાલના ભૂખ્યા આજ ઘેર પણ અનાજ પામ્યા નહિ. તેથી કંદોઈને ત્યાંથી પકવાન મંગાવી જમ્યા. ને પોતાની સ્ત્રીને આનંદ ઉપજાવવા મીઠી મીઠી વાતો કરવા લાગ્યા. પરદેશની વ્યાપાર સબંધી વાતો કરી. પણ તે કુકર્મી કુભાર્યાઓ તો તે પર શું દીલ દીએ. બાદ સહુ થાકયા પાકયા પોઢી ગયા. તેમના મનમાં એમ કયાંથી હોય કે આજ રાત્રે આપણે માથે કાળચક્ર ફરે છે. તેથી અહીંઆ સુઈએ નહિ. બીચારા પોઢી ગયા. ને નીંદ્રા દેવીને વશ થયા કે સહુ લંપટ ને કુકર્મી નારીઓએ પોત પોતાના કંથને ગળે એકદમ છરી ઘોંચી મારી નાંખ્યા.

અરે રે તે વખતે વ્યભિચારી સ્ત્રીઓને કંઇ દયા ન આવી! ખરે શેની દયા આવે! આ વખતે તો દયા ડાકણ થઇ હતી. તેથી મારી પોટલો બાંધી ચારે પોતાના યાર સાથે ઘરમાંનું સર્વસ્વ લઇ જલદી શેહેર બહાર નીકળી પડયાં ચાલતાં ચાલતાં અઘોર વનમાં પેઠાં; તેમાં એક ભયંકર ને ઉંડો કુવો આવ્યો. તેમાં તે ચારેની લોથ નાખી આગળ ચાલવા લાગી, થોડા રોજમાં તે વિકટનેર નામના ગામમાં ચારે યાર સાથે પહોંચી. ત્યાં ઘર ભાડે રાખી યાર કને રંગભોગ ને સુખ માણવા લાગી. પૈસો પૂષ્કળ હતો. પણ બહોળા હાથે ઉડવા લાગ્યો. જેથી થોડા વખતમાં થઇ રહયો ને ઘરમાં એક પાઇ પણ સરખી રહિ નહિ ત્યારે પોતાના

યારને શંતાપવા લાગી કે પીટયા યારો, લાવોતો આપણે ખાઇએ. આ પાટયા હીજડાને કંઇ કમાવું નહિ ને આખો દહાડો ઘરમાં બેઠા બેઠા ખાવું. તે હવે કયાં સુધી પહોંચે, તે બાબત એક રાત્રે યાર સાથે કજીઓ થયો. તેજ રાત્રે પોતાના યાર સૂતા બાદ ક્રોધાવેશમાં સહુએ તેમના પ્રાણ લીધા. ને ગાંઠડો બાંધી ચારે ચાંડાળણીઓ તે ગામની નદીમાં દાટવા ગઇ. તે વખતે કોઇ ગામથી એક સ્વરૂપવંત ભંગીઓ આવતો હશે તેણે આ ચારે બાયડીઓ નદીમાં જોઈ તે સ્તબ્ધ બની ગયો. પેલી ચારે રાંડ પણ વિચારવા લાગી કે પેલો માણસ રાજાને કહી આપણો પ્રાણ લેશે. માટે જો તેની સાથે યારી કરીએ તો આપણે બચીએ. એમ વિચારી તેના આગલા યારને દાટી તેની કને જઇ પગમાં પડી કહ્યું; કે આપ અમારે મોહોલે પધારો. ત્યાં મોજ કરી વળતી આપને ઘેર જજો. ભંગીઓ નીચી જાત હતો તોપણ તેના ચિત્તમાં વિચાર થયો ને બોલ્યો કે અરે વ્યભિચારી ને પાતકી કર્મ કરનારી કુભાર્યાઓ તમે આશું કાળું કર્યું. અરે કમજાતને કુટીલ સ્ત્રીયો તમો ઉંચી જાતના મારાથી પણ નીચ જણાઓછો કે જે કર્મ ઢેંડ, ભંગીઆ, ખાટકી કે ચંડાળ કરતાં પણ અટકે તેવું અઘોર પાપનું કર્મ આજે કયું તો તમને આંહીઆંને પરલોકમાં પણ કયાંઇ એકે ભવ ઉગારો નથી. અરે કમજાત કુભાર્યાઓ! તમને મારવામાં મને લેશ પણ પાપ નથી. કે જે જગતમાં એકની સાથે ખૂટી તેને મારી બીજાને, બીજેથી ત્રીજે એમ આખી આલમને ખરાબ કરવા ધારેછે તો તેને મારવામાં કંઇ પણ

પાપ નથીજ. એમ વિચારી પોતાની પાસે તલવાર હતી તેથી ચારે કુભાર્યાઓનાં મસ્તક કાપી લઇ સવારે રાજા પાસે જઈ હાજર કર્યાં. ને રાજા કને બનેલી બીના જાહેર કરી કહ્યું, કે ગરીબપરવર હવે મને મારો યા જીવાડવો. એ આપના હાથમાં છે. રાજાએ તેને ઉલટી સાબાશી આપી ઘેર મોકલ્યો.

આ વાત પરથી કુટીલ ને કુકર્મી, લંપટ સ્ત્રીઓ હમેશાં કેવા કેવા કુતર્કો કરી એક બીજાને ખરાબ કરેછે તથા કુભાર્યા સ્ત્રીથી કેટલું કષ્ટ ઉત્પન થાયછે. એ આ ટૂંકી વાત પરથી પણ સિદ્ધ થાયછે. માટે હે દેશી સ્ત્રિયો પોતાના પતિને પરમેશ્વર ગણી તેમની શેવામાં તલીન્ન થઈ વર્તશો તો સંપૂર્ણ સુખને પ્રાપ્ત થશો. તથાસ્તુ.



# वार्ता ६ ठी

## હીમત વિશેની.

### દોહરો

હિમતથી દુઃશમન હઠે, હઠે મહિપત મહાન;
કુંજર કીડીથી હઠે, તજી સર્વ અભિમાન.

પૂરવે ચંપાનેર કરીને એક નગર હતું. ત્યાંનો રાજા ચંપકસેન રૂડો ને વિચારવંત હતો. રાજના સર્વ અમલદારો રાજ કાજમાં કુશળ હતા. સૈન્યમાં વીરવીર નામનો રાઠોડ શૂરો, બળવાન ને હિમતવાન નર હતો. વીરવર આગળ ભદ્રાવતી

નગરીમાં રેહેતો હતો. તેનું શૌર્ય ઠામઠામ એટલું પંકાયું હતું કે આસ પાસના પ્રદેશમાં તેની વીખ્યાતિ અધિક પ્રસરી હતી તે જનમ્યો ત્યારે તેના અંગ ચિન્હપરથી વીરપુરૂષ થશે એમ જણાયું. માટે તેનું નામ વીરવર પાડયું હતું. ચંપકસેન રાયે તેનાં સૌર્યનાં વખાણ સાંભળી માણસ મોકલી તેને પોતાની કને પદરના પગારથી સૈન્યનો અધિપતિ ઠરાવ્યો હતો. યુદ્ધમાં તે એવો કુશળ હતો. કે ગમે તેવી યુકિત કરી જ્યાં જતો; ત્યાં જય કરીનેજ પાછો આવતો.

આ વખતે દિલ્હીની ગાદીએ મલેચ્છ પાદશાહ જુલમ સિંહ રાજ કરતો હતો. તેનાં નામ પ્રમાણેજ સર્વ ગુણો તેનામાંજ હતા. જુલમસિંહનો જાૂલમ દિન પ્રતિદિન અધિક પ્રસર્યો હતો. ને આખા હિંદુસ્તાનમાં તેની હાક એટલી હતી કે મોટાં મોટાં રાજ્યો પણ તેનાથી ડર ખાઇ તેને આધિન ગુલામ જેવા થઇ રહયા હતા. આ સમે મલેચ્છ પાદશાહનું બળ સર્વોપરી હતું. તેથી બિચારી આર્ય પ્રજા તેને આધિન થઇ જે હુકમ કરે, તે બજાવવા પડતા હતા. એક વખત જુલમસિંહ પાદશાહ ફરવા નીકળ્યો હતો. તે પ્રજા પર બહુજ જાૂલમ કરતો કરતો ને ધન પડાવતો પડાવતો ચાંપાનેર આવ્યો. ચંપકસેનને એક પુત્રી ચંપાવતી નામે હતી. તેનું સ્વરૂપ જાણે કોઇ પદમણી કે નાગ કન્યા જેવુંજ હતું.

તેમ તેના રૂપની તૂલના કોઈ કરી શકે તેમ નહોતું. જાૂલમ સિંહે એવી વાત સૂણી તેથી તે કન્યા લેવા પોતાનું ચિત્ત લલચાયું.

તેણે વિચાર્યુ કે મારાજ હાથમાં સહુ દેશની લગામ, ને મારાજ બધા ક્ષત્રી રાણા ગુલામ છે. તો તે કન્યાને ગમે તે પ્રકારે લેતાં તે કદી આનાકાની કરવાના નહિ. વખતે ક્ષત્રી છે ને કંઇ વધુ ઘટુ બકી જશે તો તેને હું માર્યા વિના કદી મૂકીશ નહિ. માટે તે કન્યા લઇ તેની સાથે નીકા પઢી મારી સર્વ બેગમથી બડી બેગમ કરૂં. તેણે વાત સૂણેલી કે ચપક સેનના સૈન્યમાં વીરવર નામનો રાઠોડ રજપૂત શૌર્યવાન, પરાક્રમી ને દુશ્મનને હઠાવે તેવો છે. બાકી રાણામાં તો કંઈ દમ છેજ નહિ. તેથી તે વખત વીરવરને પોતાની કને બોલાવી કહ્યું. વીરવર, હમેરા અધા લશકર અહીંથી સીતેર કોષ દુર હે. તો તુમ ત્યાં જઈ તાકીદે અહીં હાજર કર. હમ તમો આવ્યા બાદ અહીંથી કૂચ કરીશું. બાદશાહનું કહેવું સાંભળી વીરવર વિચારી ગયો કે બાદશાહ મને અહીંથી લશ્કર લેવા મોકલે છે. તો ખરે તેમાં કંઇ કારણ હશે. વિચારતાં વિચારતાં યાદ આવ્યું કે મારા રાણાની પુત્રી ચંપાવતી ઘણી ખુબસૂરત છે. રખેને તેને લેવા પાદશાહને મન થયું હોયની! ખરે મને તો એમ જણાય છે કે એજ હશે. અરે જે રાણાનું મેં નીમક ખાધું. ને જે રાણાનો હું તાબેદાર રહયો. તેનું બૂરૂં થતાં હું કંઇ મદદ ન કરૂં તો મને ધિક્કાર છે. ચાકરે પોતાના સ્વામિના દુઃખમાં હર હમેશ ભાગ લેવો જોઇએ તો હું ક્ષત્રી બચ્યો, તે કષ્ટ આવ્યે સાહ્ય ન કરૂં તો પછી કયારે સાહ્ય કરવાનો વખત આવશે. તેને સાહ્ય કરવા અહીંઆં રહું તો બાદશાહ મારા પર

ચોડી મને માર્યા વિના રેહેજ નહિ. ખરે બાદશાહના હુકમ મુજબ હાલ તો હું જાઉં. બાદ કંઇ યુક્તિ કરી પાછો તરત આવતો રહું. એમ કહી સારો ઘોડો લઇ અશ્વાર થઇ એકદમ રવાના થયો.

વીરવર રવાના થયા બાદ બાદશાહી લશ્કરે એકદમ ઘેરો ઘાલ્યો ને ચંપકશેનને કહેણુ મોકલ્યું કે જો તું બાદશાહ ને તારી પુત્રી ચંપાવતિ નહિ આપે તો નકી સમજ કે તારૂં આવી બન્યું. સિપાઇનાં એવાં વચન સુણી ચંપકશેન મુરછા ખાઇ પડયો. કે અરેરે ક્ષત્રી પુત્રી મલેચ્છ હાથ જાય? હાય હાય પૃથવીમાંથી ક્ષત્રીનું સૂરાતન જતું રહ્યું. જુલમ શિંહ કને મારૂ લેશ પણ ચાલવાનું નથી. જો હું તેને નહિ આપું તો તે બળાત્કારે લીધા વગર રહેશે નહિ. પણ હાય હાય જયાં સુધી પુત્રીનો પિતા હું હયાત છું. ત્યાં સુધી તે પૂત્રી તુચ્છ તરકડાને હાથ જાય. તો મને કોટી કોટી જન્માંતર અઘોર પાપ લાગે. પ્રધાનને તેડાવી સર્વ વાતે વાકેફ કરી કહ્યું હે સચીવ ક્ષત્રીના કુળને કલંક લાગે તો આ જીવ મિથ્યા છે એમ જાણવો. કદી સમુદ્ર પોતાનું માન તજી દે તો પણ જે સુદ્ધ ક્ષત્રી બચ્યો છે ને જેના બીંદુથી ક્ષત્રી પુત્રી ઉત્પન થઇ તે જો મલેચ્છ હાથ જાય તો આ દુનીઆમાં ક્ષત્રી નિર્વંશ ગયા એમ સમજવું.

ક્ષત્રીનો એક ટેકી શૌર્યવાન ને પરાક્રમી વીરવર હાલ પાદશાહનું લશ્કર લેવા ગયો. અરેરે એ વિના આપણાં હાલ બુરા થવાનાં! એ વિના ખરે ક્ષત્રી પૂત્રી મલેચ્છ હાથ જવા-

ની. વીરવર જેવો બહાદુર ને હિમતવાન પુરૂષ ક્ષત્રીમાં હું કોઇ દેખતો નથી. ખરે ધરતીમાંથી રસ હવે ઓછો થયો. ને ક્ષત્રીમાંથી શૌર્યપણું જતું રહ્યું. નહિ તો આર્યખંડની આવી દશા હોત? અરે પણ હવે કયાંય વિરો! હાય હાય વિરા વિના સર્વ કાચું.

વીરવર પણ જુલમસિંહ બાદશાહનું કર્મ સમજી ગયો હતો. તેથી થોડે દૂરથી તરત પાછો વળી અન્ય ગમથી શહેરમાં આવી ચંપકસેન પાસે ઉભો રહ્યો. ચંપકસેન વીરવર આવ્યો જાણી ઈશ્વર ઉતર્યા ગણી તેની પ્રશંસા કરી કહ્યું. હે વિરા, હવે આપણે શું કરવું. વીરવર બોલ્યો.

( રાગ દીલ્લી તખ્ત ધરનાર. )

ચંપકસેન રાજન, ક્ષત્રીનું શૂર નથી ગયું રે;
તું સોચ તજી દે મંન. ક્ષત્રીનું શર નથી ગયું રે—
એ તરકડાનો શું ભાર, ક્ષત્રી૦
એકવાર કાઢું શેહેર બહાર—ક્ષત્રી૦
ભલે મૃત્યું મારૂ કદી થાય—ક્ષત્રી૦
તેની દીલ ધરવી ન દયાય—ક્ષત્રી૦
ક્ષત્રી પુત્રી શું મલેચ્છ હાથ જાય-ક્ષત્રી૦
તો તો અકરાકેર કેહેવાય—ક્ષત્રી૦
સર્વે સાજ કરાવો તૈયાર—ક્ષત્રી૦
તુચ્છ તરકડાને મારો માર—ક્ષત્રી૦

હે ચંપકશેન મહારાજા! પૃથ્વીમાંથી શું શૌર્યનો નાશ થયો કે શું પૃથ્વી રસાતાળ ગઇ. ના, ના, તેમ સમજા નહિં

જે શુદ્ધ ક્ષત્રી પુત્ર થઇને પાછો હઠે તે ક્ષત્રી નહિ. માટે ધીરજ ધરો કે ક્ષત્રીનું શૌર્ય કાંઇ ક્ષાસ ગયું નથી. હે રાજન હું વચન આપુછું કે જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી હું તારો એક વાકો વાળ થવા દેનાર નથી. માટે સત્વર સાજ તૈયાર કરાવો, ને હીંમત પકડી દુશ્મનની ફોજને હઠાવો.

કુંડળીઓ

ઢાલ હાથ હીંમત તણી, હાજર ને હથીઆર,
તથા નિરાશા મન તણી, બખતરો બહુ સાર;
બખતરો બહુ સાર, અન્ય નહિં બખતર એવાં;
બીજા બખતર બધાં, જુવતિની કાંચળી જેવાં;
દાખે દલપતરામ, મરણ ખેંચી લે માથે,
પકડ રૂડી પેર, ઢાલ હિમતની હાથે.

(કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ)

માટે હે રાજન સત્વર લશ્કર તૈયાર કરાવો; ને હિમતથી દુશ્મનનું લશકર હઠાવી ક્ષત્રીના કુળને વાહવાહ કહેવરાવો. ચંપકસેને વીરવરનાં વીર્યવાળાં વચન સુણી હીંમત પકડીને કહ્યું કે વીરવર તને શાબાશ છે, શાબાશ છે. હે ક્ષત્રી પુત્ર તારૂં શૌર્ય બળ તારામાંજ છે; કે તું મોટા બાદશાહ સામે લડાઇ કરવા હામ ભીડે છે. માટે તને ધન્ય છે. ચાલો, ત્યારે આપણે લશ્કર લઇ એકદમ જઈએ. એમ કહી લશ્કરને તૈઆર કરી, ચંપકસેન, વીરવર, ને પ્રધાન જુલમસિંહ પર જોરૂસથી ચડયા. ચંપકસેને કિલ્લામાં જઈ

જોયું તો પાદશાહી લશ્કર ક્યાંઇ સમાતું નથી. ને તે ઘણું-જ શૂરના આવેશમાં હમણાં શેહેરને તોડી શેહેરમાં આવશે એમ જણાયું. મેરૂ આગળ ક્યાં તૃણ, એ પ્રમાણે પાદશાહી શૈન્ય આગળ ચંપકશેનનું શૈન્ય શી ગણતીમાં. તેથી ચંપક-સેન થડકી ગયો, ને હિમત છૂટી ગઇ. ને વીરવરને કહ્યું હે પ્રતાપી વીરા; બાદશાહી લશ્કર કને આપણે શું ગણત્રીમાં. મને તો હામ રેહેતી નથી કે આપણું કંઇ સાર્થક થાય. મા-ટે હું મેહેલમાં જઇ આપઘાત કરીનેજ મરૂં છું. કે પછવા-ડે ગમે તેમ થાય. તે મારે દેખવુંએ નહિ ને દાઝવુંએ નહિ. આપણો આમાં લેશ ઉપાય ચાલવાનો નથી. વીરવરે કહ્યું. હે ચંપક પૂરપતિ રાજન; શું આપણું શૌર્ય ઓછું થયું કે આપણામાં હિમત નથી કે બાદશાહના લશ્કરને ન હઠાવીએ ત્યારે ક્ષત્રી શાના; ત્યારે તો એમ જાણવું કે પાણોજ જનેતા પેટ પડયો. અરે મહારાજા. તમે આમ હીમત શું હારી જાઓ છો. આપઘાત કરવાથી જીવની હાણ્ય થશે. ને આત્મ હત્યા-ની કોશેશથી કદી સૂખ થશેજ નહિ, તે કરતાં લડાઈમાં નર્યા તો ક્ષત્રી બચ્યાને લાયક છે. માટે હે રાજાધિરાજ આપ અત્રે રહો, હું યુક્તિથી જૂલમસિંહને હઠાવી પાછો અહીંઆં હાલ આવુંછુ. કે શું મારામાંથી પણ શરાતન ગયું.. ના, ના, એમ કહી મલેચ્છ ઘોડો લઇ મલેચ્છનો દરવેશ પેહેરી બીજી ગમથી બાદશાહી લશકરમાં પેઠો. જ્યાં જૂલમસિંહ બાદશાહ ઘોડાપર સ્વાર થઇ રણુસંગ્રામમાં સામીલ છે, ત્યાં જઇ એકદમ નગ્ન તરવાર કાઢી આસપાસના સિપાઇઓ

ને ઠેર કરી તે વીર પુરૂષે જુલમસિંહની ગરદન પકડી ઘોડાપરથી હેઠે પછાડયો. બાદશાહ પડયા જોઇ બધું લશ્કર ત્યાંથી નાશી છૂટયું, ને હાહાકાર વરતાયો. જુલમસિંહે કહ્યું. અરો કોણ વીરોકે! વીરવરે કહ્યું; અરે નીચ, લંપટ, ને તુચ્છ મલેચ્છ તું ગર્વમાં છકી જઈ આર્ય પ્રજાને અગણીત અગણીત કષ્ટ દીધાં છે ને માથે જાહેર જૂલમ કરેછે. તો હવે સમજ કે તારૂં આવી બન્યું. તેં આ વીરવર ક્ષત્રીને કદી જોયો નહી હોય, ને તેનું સૂરાતન પણ જોયું નહિ હોય. માટે આજ તલવારથી આજ તારા ટુકડે ટુકડા કરી જમદ્ધારને ધામ પહોંચાડું. અરે ચંડાળ, ને જૂલમી બાદશાહ તેં અમારા રાણાની પુત્રી માગી. તો લે હવે તને આ શિક્ષા, તું ગર્વમાં છકી ગયો હતો કે મારે માથે કોઈ દુસ્મન છેજ નહિં, પણ શેરને માથે સવાશેર હોયજ. જૂલમસિંહે કહ્યું અરે વીર તું મને બચાવ; બચાવ; હું ગર્વનો ભર્યો હતો, હવે મને ઉગારવો તારા હાથમાં છે. માટે હે પરાક્રમી ક્ષત્રી પુત્ર મને ઉગારી તું ઊપકારી થા; અને આજ પછી હું પણ લઉછું કે જો આર્ય પ્રજા પર કંઇ જૂલમ ગુજારૂં તો મને માર્યા વિના મૂકીશ નહિ. શત્રુ શરણાંગત છું. શત્રુ શરણાંગતછું હવે કોઇ ઊપાયે બચાવ તો હે વિરા, આ સર્વ રાજપાટ આપી દઉં. હે ક્ષત્રીના નેક પરાક્રમી પૂત્ર, મને બચાવવો એ તારા હાથમાં છે. માટે નીધા કર, નીધા કર; વીરવરે કહ્યું. અરે કુકર્મી ચંડાળ ને તુચ્છ, બાદશાહ; તને મારવામાં મને લેશ પાપ નથી. ને તને માર્યા વિના પણ કદી મૂકીસ

નહિં અરે તારો ગર્વ ત્યારેજ ઉતરશે પણ જો તારે બચ વુંહોય તો હું કહું તેટલું આપ કે જેથી આ વખતે તને બચાવું. જુલમસિંહે કરગરી પાય પડી કહ્યું. તું જે કહે તે હું હાજર કરૂં. વીરવરે કહ્યું, પેલું આર્ય પ્રજા પર તુ. જે જુલમ ગુજારેછે. તે કદી ગુજારવોજ નહિં ચંપાનેરપતી ચંપકસેનને તારે ઉલટી ૨૫ લાખની ખંડણી ભરવી. ને તે ઉપર કદી કેર કરવો નહિ, રૈયતની બેટી, વહુઓ, એ તારી બેટી સમાન ગણવી ને તે ઉપર કદી કુડી દ્રષ્ટી કરવી નહિં. જુલમસિંહે વચન આપ્યું તેથી તેને નહે મારતાં ચંપકપુરમાં ચંપકશેન કને તેડી ઉપરની બીનાથી વાકેફ કરી દિલ્લી રવાના કર્યો. જુલમસિંહ ક્ષમા માગી વિદાય થયો. બાદ ચંપકશેને વિરવરને કહ્યું. **રાગ વણઝારો**

કરી કીર્તા અધિક જગમાંહિ, ધન્ય વીરવર તારી વડાઈ.
તું રાઠોડ વશી કહાવ, ધન્ય શૂરપણું બતલાવે;
નથી અન્ય જગતની માહિ—ધન્ય૦
ધન્ય ક્ષત્રી પુત્ર પ્રતાપી, ધન્ય શૌર્યવાન અઘાપી;
જય કર્યો યુદ્ધમાં ધાઈ—ધન્ય૦
તેં ક્ષત્રીનું પણજ રાખ્યું. તેં કુળ કલંક ન ભાખ્યું;
વાહ બંધુ તારી શૂરાઈ.—ધન્ય૦
તેંતો ગુણ મને બહુ કીધો, દુશ્મનથી કદી નવ બીધો,
ઉગાર્યો કષ્ટ થકી મને ભાઈ—ધન્ય૦
તારો ઉપકાર બદલો શું વાળું, કદી વળે નહિ એમ ધારૂં.
ઇનામ આપવા યોગ્ય ન કાંઇ—ધન્ય૦

પ્રભુ પાયે સદા હું લાગું, થાઓ ક્ષત્રીં આવા હું માગું;
એને દીર્ઘ આયુષ્ય કર [1]રાય.—ધન્ય૦

એવી રીતે વીરવરની ઘણીજ પ્રશંસાને સ્તુતી કરી ઉપકાર માન્યો. ને તેને સારો શીરપાવ આપી પોતાનો પ્રધાન ઠરાવી રાજા સુખ શાતીથી રાજ કરવા લાગ્યો.

## વધારો.

### દોહરો.

અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સુખડ સળગાવીએ, આપ સરસ સુવાસ.

(ક૦ દ૦ ડા૦)

જયપૂર નામના ગામમાં જેચંદ નામનો વણિક વસતો હતો. તે ક્રૂર ને લુચ્ચો હતો, તેની પડોસમાં એક વીરચંદ નામનો વણિક રહેતો હતો. તે સારો ને સમજુ હતો; કોઇએ તેના પર અવગુણ કર્યો હોય તો અવગુણ કરેલાને ગુણ કરતાં પછાત પડતો નહિ.

તે વીરચંદને ધરમચંદ નામનો પુત્ર હતો. તે પણ સારો હતો. વીરચંદ સાથે જેચંદને કદી બનતું નહોતું. તેની સાથે હર હમેશ કજીઓ કર્યા વિના રહેતો નહીં.

એક દિવસ જેચંદ વિરચંદના પુત્ર ધરમચંદ સાથે કંઇ નજીવા કારણસર વઢી પડયો. વઢતાં વઢતાં જેચંદ ચડી ગયો. ને પેહેલા ધરમચંદને લાકડીની ઝપાટો સારી રીતે મારી, અધમૂઓ કરી નાંખ્યો. ધરમચંદ પિતા કને આવી વાત કરી તો ઉલટો વીરચંદ તેના પર ખીજ્યો. ને જેચંદને કંઇ બોલ્યો નહિં.

---

[1] રાય=રાજા=પરમેશ્વર.

જેચંદની સ્ત્રીને વિરચંદની સ્ત્રી સાથે સારી રીતે બનતું હતું. ને તે હર હમેશ સંપ સંપીને રેહતા હતા. એક દિવસે જેચંદની સ્ત્રી પેલા વિરચંદને ઘેર બેઠી હતી. ત્યાં જેચંદ આવ્યો ને ઘરમા જઈ સ્ત્રી પર ગુસ્શે થઇ તેને સારી રીતે લગાવી સ્ત્રી મારથી ગભરાઇ ગઇ ને એકદમ રાજા પાસે જઇ ફરીઆદ કરી. રાજાએ જેચંદને તેડાવી પૂછતાં કહ્યું કે મેં એને કઇ પણ કહ્યું નથી. તેથી રાજાએ તેના પાડોશીને તેડાવ્યો. ત્યારે જેચંદ મનમાં બીધો કે હાયા હાય! હવે હું મર્યો. પાડોશી સાથે મેં ઘણુંજ વેર કર્યું છે. એટલે હવે બચી રહયો. પાડોશી વીરચંદે આવી કહ્યું કે સાહેબ, જેચંદ તેની સ્ત્રીને મારી એમ મને માલમ નથી. તેમ આજ સુધી તેણે પોતાની સ્ત્રીને ઘણું કરી કંઇ કીધું નથી. રાજાએ એવું સાંભળી પેલી સ્ત્રીને ઘેર મોકલી દીધી.

હવે વીરચંદને ઘેર જેચંદ જઇ તેનો ઉપકાર માનવા લાગ્યો.

**(સહીઅર દુઃખ શું દાખવું.)**

ધન્ય ધન્ય પ્રિય તુજને, ધન્ય તારૂં સુકૃત્ય;
અવગુણુ ઉપર ગુણ કર્યો, ધન્ય મિત્ર તુજ કૃત્ય. ધન્ય૦
તુચ્છ છેરે મુને બહુ, રાખ્યું તુજ પર વેર;
માફી માગુ છું તુજ કને, માફ કરજે સુપેર. ધન્ય૦
ઉપકાર અનુંપમ તેં કર્યો, આશિષ દઉં છું આ વાર;
સુખી રાખે ઇશ્વર સદા, એવો મારો ઉચ્ચાર. ધન્ય૦

એ પ્રમાણે તેનો ઉપકાર માની અરસ પરસ હળી મળીને સૂખ સાંતીથી વર્તવા લાગ્યા.



## "સદબોધ વાર્તા સંગ્રહ" ના અગાઉથી આશ્રય આપનારા

## સાહેબોનાં નામ.

### સરધાર ૭૨

નકલ

મુ. મે. જેઠાલાલ અનોપરામ જાની સ્કૂલ
મા. સાહેબ. ૧૦
,, દેવશી પાશવીર ફોજદાર સહેબ ૫
રા. રા. મુળચંદ કરશનજી શાહ સદગ્રહસ્થ ૩
,, છોટાલાલ રેવાશંકર કો પા વહી. ૧
,, ત્રીભોવન નથુ વકીલ સ્વસ્થાન રાજ. ૧
,, નરભેશંકર લાધાભાઇ જોશી. કો. ઉ ૧
,, સાંકરચંદ ખેતશી દોસી. ગ્રહસ્થ. ૧
રા. મોતીચંદ નથુ દોસી વૈદ્ય. ૧
,, ઘેલા ગંગાધર ત્રવાડી. ૧
મુ. ભાઈલાલજી દયાશંકર ત્રવાડીં ૧
,, બાવા ઝીણા ત્રવાડી વૈદ્ય. ૧
,, કરશનજી વેલજી ભટ ૧
,, લાલજી જીવન પહેલા આશીસ્ટંટ. ૧
,, કુકા ત્રીભોવંન ચો. આસિ૦ ૧
,, પોપટ કેવળચંદ શાહ જીરા સ્કુ. મે. ૧
,, કીરચંદ સુંદરજી દોશી ભાડલા વિ. પો મેન. ૧
,, ડોશા મંગળજી ભટ મુ. જયંતિ. મે. ૧
,, ત્રીભોવન કહાનજી પા. લા. સે. ૧
,, માણેકચંદ વશરામ દોશી. સ. કા. ૧
,, હીરાચંદ પોપટ પારેખ. હસ્તે માણેકચંદ ૧
,, તુળશી પ્રાણજીવન સ્કુલ ગ્રહસ્થ. ૧
,, પુજા વેલજી ત્રવાડી ૧
મિ. કહાનજી મેહેરાલી હસતે મામદ ૧
વોહેરા વલી દાઉદજી ૧
સિપાઈ જમાલખાં હાજીખાં ૨
મી. પુજા લાધા મારફત. ૭
શોની. મોતીચંદ જાદવજી. ૧
પારેખ રણછોડદાસ તુળશી ૧

માંડુધારશી કહાનજી ૧
ઠ. લક્ષ્મીરામ કહાનજી ને રંભા રતીલાલ. ૨
રા મુળચંદ હરખચંદ વોરા, ગ્રહસ્થ. ૧
મિ. પુંજા લાધા ૧
રા. રા. પ્રીયભાઇ વજેશંકર સામજી જોસી.
ત્રી. આશિ. માસ્તર મારફત ૨૦
મી. લક્ષ્મીચંદ સુંદરજી ગાંધી ૧
,, પુરશોતમ ખોધા શાહ. ૧
,, કપુરચંદ જીવા દોશી. સ. કા. ૧
કલાલ રામપ્રસાદ શીવદીન ૧
મી. મહાદેવ નથુ. ના મે. ૧
,, કુંવરજી રામજી માંડ. વૈદ્ય ૧
,, જોડજા દેવીસીંગ પ્રાગજી ૧
,, પીંજારા અલીભાઇ જમા ૧
,, વોરા અબ્દુલજી ૧
,, અબ્દુલજી ગુલામહુશેન ૧
મિ. મગનલાલ ત્રીભોવન ૧
,, લાલજી નંદરામ ઉપાધ્યા ૧
,, તલકચંદ કરમચંદ કોઠારી ૧
,, પ્રાણજીવન માણેકચંદ શાહ ૧

,, મુળજી હરજી માંડ ૧
,, ખેચર કાળા ત્રવાડી ૧
,, જટાશંકર જાદવજી ત્રવાડી ૧
,, તુળશી નારણજી માંડ ૧
,, પ્રા. જી. પ્રં. ૧
,, ડુંગરસી હરખચંદ ૧
રા રા. ભીમજી વીરચંદ ગ્રહસ્થ મારફત ૪
રા રા ભીમજી વીરચંદ ગ્રહસ્થ. ૧
,, પારેખ જીવન નાગજી ૧
રા ચત્રભુજ દામોદર દોશી. ૧
મિ. ભુરા માવજી માંડ. ૧

## ૧૯ રાજકોટ (સીટી)

રા. રા. હરીશંકર નરસિંહરામ પંડ્યા મારફત ૧૫
રા. રા છગનલાલ વલ્લભજી વસાવડા ૫
,, હરીશંકર નરસિંહરામ પંડ્યા ૧
રા ભીખારીદાસ પ્રભુજી વોરા ૧
,, માંગરોળવાળા હ. ભીખારીદાસ ૧
,, મણીશંકર વીશ્વનાથ ૧

,, ગોપાળજી કાનજી ૧
,, વનીચંદ લક્ષ્મીચંદ ૧
,, છગનલાલ પ્રભુદાસ ૧
,, માનશંકર ગણેશજી ૧
રા. ઠાકરશી દેવચંદ પ્રા. મા. ૧
,, મણીલાલ જગજીવન. મુંબઈ ૧
રા. રા. નારણજી નંદરામ કામદાર.
સા. મારફત. ૪
રા. રા. નારણજી નંદરામ કામદાર ૧
,, નાગજી ગોકળજી કારકુન ૧
,, મંગળજી ધનજી ૧
દેવશંકર કાસીરામ ૧

## ૫ રાજકોટ (સ્ટેશન)

રા. રા. વિશ્વનાથ લક્ષ્મીધર શુક્લ વે ઓ.
રાઇટર સા. મારફત
Sir GAJANAND P. 1
મે. સરદારમીયાં નનામીયાં ઓ. વે. સાહેબ ૧
ડીગંબર શીવશંકર હસ્તે મણીશંકર શે.
વે. ભાણવડ ૧

વકીલ માણેકચંદ ચાંપશી કોઠારી. ધોળ. ૧
રા. રા. વિશ્વનાથ લક્ષ્મીધર શુક્લ. વે.
એ. ના રાઇટર ૧

## આધોઈ ૧૫

રા. રા. કાનજી પ્રભુદાસ મારફત રા. રા.
હરીશંકર નરસિંહરામ તરફથી
મે. પ્રભુદાસ તારાચંદ થાણદાર સાહેબ ૧
,, બાલારામ પાપર ડાકટર સાહેબ. ૧
મે. નરશીહરામ કરશનજી પંડયા મે. ૧
રા. મેઘજી નથુ કારકુન ૧
,, જગજીવન દેવશી કારકુન ૧
,, વાઘજી જાદવજી કારકુન ૧
,, માવજી નારણજી ઠકર ૧
ઠા. નારણજી દેવચંદ ૧
,, ધનજી વલમજી ૧
,, દામજી રામજી ૧
,, કુંવરજી માધવજી ૧
,, ઠા. કાળીદાસ નાગજી ૧
,, અમરશી શાકરચંદ ૧

મી. માણેકચંદ ત્રીકમજી કુંડલિઆ ૧
મી. મુળુ કર્માણી ગઢવી ૧

## કાલાવડ (જામનું) ૧૦

રા. રા. જટાશંકર ગંગાધર ભટ. કા. સ્કુ.
સ્પે. આ. મા. મા.
રા. જટાશંકર ગંગાધર ભટ સ્પે. આ. ૧
,, પીતાંબર મોતીચંદ પે. આ. ૧
,, વશરામ ગોકળ ડોડીઆ ત્રી. આ. ૧
,, વેલજી મુલજી મેતા ચો. આ. ૧
,, પીતાંબર કાનજી પટેલ પાં. આ. ૧
,, દેવજી પ્રેમજી શેઠ ગ્રહસ્થ ૧
,, નરભેરામ રામજી વોરા ૧
,, ખેતશી દેવચંદ પટેલ ૧
,, કેશવજી દેવજી ઠકર ગ્રહસ્થ ૧
,, માધવજી રાઘવજી સીધવા ૧

## ખાંભા ૧૦

રા. રા. પ્રિયભાઇ વજેશંકર સામજી જોશી
ત્રી આ. સ. સ્કુલની મારફત.
કુમારશ્રી રૂપસંગજી ખાંભાના દ. સા. ૧
કુમારશ્રી દીપસંગજી સદર. ૧
કુમારશ્રી વજેશંગજી જીભાઇ પી દ. ૧
કુમારશ્રી ભૂપસંગજી અભેસંગજી ,, ૧
મેહેતાજી બેહેચરલાલ આણંદજી ૧
રા. નાગજી સામજી જેતપુર હા. વજેશંકર ૧
રા. જગજીવન ચત્રભુજ ત્રંબાપો. પ. ૧
બાવા ગીગારામ રતનદાસ ૧
ખવાસ મધુ લાધા. ૧
રા. તુળશી અવીચળ દેશી પો, પ.
સમઢીઆળા. ૧

## ગોંડલ ૧૦.

સ્નેહિ મિત્ર સોમેશ્વર ત્રીકમજી મારફત.
શેઠ. હરખચંદ માણેકચંદ ગ્રહસ્થ મોરબી. ૨
મોદી પાનાચંદ નારણજી. ,, ૧
સંઘાની દામોદર કરશનજી. ૧
મોદી ત્રીભોવન ગોકળ. ૧
કોઠારી ઝવેરચંદ કરશનજી. ૧
મહંત ઉમેદપૂરી લાલપૂરી. ૧
વાલમ. ત્રીભોવન ત્રીકમજી. ૧

દોશી. કાળીદાસ ચત્રભુજ. ૧
ભટ. સોમેશ્વર ત્રીકમજી ૧

## જુનાગઢ ૧૦.

રા. રા મોહનજી પ્રેમજી મરચંટ મારફત.
રા. રા. મોહનજી પ્રેમજી મરચંટ. ૫
મિ. મંગળજી જાદવજી કલાર્ક. ૧
" જન્યશંકર રેવાશંકર વસાવડા સું૦ વિ૦ સે૦ ૧
" શવજી રાઘવજી રૂપા કારીગર સુતાર. ૧
ઠા. જગજીવન વાલજી. ૧
મી. કલ્યાણરાવ દુર્લેરાય, બુચ ૧

## મહુવા બંદર ૭.

રા. રા. નરભેરામ વીઠ્ઠલજી પો. મા. સા. મારફત.
રા. રા. નરભેરામ વીઠ્ઠલજી પો. મા. ૧
" છગનલાલ ભવાનીશંકર ઓઝા. પો. મે. ૧
" દલપતરામ વલ્લભરામ પાઠક. ૧
" ભગવાનદાસ દુર્લભદાસ પારેખ. ૧
" મહાશંકર જુગભાઈ ત્રવાડી. ફો. વ. ૧

" આણંદજી જયશંકર ત્રવાડી. ૧
" મણીનાથ જેશંકર બક્ષી કારકુન. ૧

## ઉપલેટા ૭.

મે. મૂળશંકર દામોદર, ડીસ્પેનસરી ડાકટર સાહેબ ઉપલેટા. ૭

## વીરપુર ૮

રા. રા. દયારામ પ્રેમજી દવે. પ્રા. મા. વીરપુર એજંટ મારફત.
નેક ના. ઠા. સા. શ્રીજી સૂરસીંહજી. ૧
કુમારશ્રી હમીરસિંહજી. ૧
કુમારશ્રી જેઠીજી. ૧
રા. રા. દયારામ પ્રેમજી. પ્રા મા. ૧
" " આણંદરાવ ગણપતરાવ દમણુ. ૧
મૂળચંદ જીવણ. ઠક્કર વીરપુર. ૧
પ્રેમજી ડાહ્યા. ભાટીઆ. " ૧
પાનાચંદ તુળશી ગાંધી, પાલીતાણા. ૧

## ઉના ૬.

રા. રા. જેઠાલાલ નરસી જેલર મારફત.
રા. રા. ત્રીભાવન નથુસા. રા. વ. તરફથી.

રા. રા. જેઠાલાલ નરશી ત્રવાડી જેલર. ૧
" " માણેકલાલ પ્રભુદાસ સીરેસ્તદાર ૧
" " છગનલાલ દુર્ગાદાસ. સે સા. મુન, ૧
" " ધીરજલાલ ઉમેદરામ દેશાઇ રી કલાર્ક. ૧
રા. રા. જાદવરાય શામલદાસ નાજર. ૧
" " અનંતરાય માધવરાય. કારકુન. ૧

પોરબંદર ૬.

૧ મે. કલ્યાણસિંહ નવલસિંગ પો. સુ. સા ૫
રા. રા. લખમસી ગોકળ. ૧

૫ લાકડીઆ (કચ્છ.)

રા. રા. મગનલાલ વલ્લભજી વહીવટદાર સાહેબ. ૫

માંડવી બંદર (કચ્છ પ્રાંત.) ૧૬

રા. રા. ત્રવાડી ઇસ્વરલાલ હરજીવંન. સ. દ. ગુ. સ્કુ. મા. મારફત.
રા. રા. ઓઝા. ઉમીઆશંકર માધવજી તજવીજદાર. ૧
" ત્રવાડી. ઇસ્વરલાલ હરજીવંન. સ. દ. ગુ. સ્કુ. મે. ૧

રા. શાહ. જેવંત ગકડ કોર્ટના વકીલ. ૧
" ત્રવાડી. પ્રાણજીવન પુરૂષોતમ. કોર્ટના કારકુન. ૧
" ત્રવાડી મયાશંકર છબીલ. ૧
" ડોશા રામજી કોર્ટના ઉમેદવાર. ૧
" વલીમામદ અસમાલ કોર્ટવકીલ ૧
" દેવચંદ ઊમરસી કોર્ટ ઉમેદવાર. ૧
" ત્રવાડી લીલાધર ઘેલા વા. હરીરામ. દી. કો ઊ. ૧
" નાગર મેતા વીશનજી પુરૂશોતમ વ. ૧
" રણછોડદાસ કૃષ્ણદાસ વકીલ ૧
" ઓઝા ત્રીકમજી નંદ કુબેર વકીલ. ૧
" રાઘવજી જીવરામ વકીલ ૧
" કાનજી પુરૂષોતમ વકીલ ૧
" મેતા દયારામ જીવરાજ વકીલ ૧
મિ. અબદલ્લા ગુલુ. ગ્રહસ્થ. ૧

૫ જામનગર.

મુ. વકીલ કાકા જટાશંકર લીલાધર ત્રવાડી. શ્રી, ગુ. મંત્રી,

**જેતપુર ૩**

રા. રા. વકીલ ઉમર અબુ મારફત ૩
રા. રા. ઉમર અબુ વકીલ ૧
" " પોપટ બાપૂજી ધોરાજી. ૧
રા. કપુરચંદ ભીમજી પારેખ. ૧

**૩ કુવાડવા.**

રા. રા. હરીશંકર રેવાશંકર વહીવટદાર સા. મારફત.
મે. ગંગાધરશીવ નારાયણ ન્યાયાધીસ. ૧
રા. રા. હરીશંકર રેવાસંકર વહીવટદાર. ૧
મેહેતાજી દેવજી ઉકાભાઈ ગાચકડા. ૧

**વીંછીઆ. ૩**

રા૦ પીતાંબર મોનજી પ્રા. લા. સે. ૩

**૨ નાકરા.**

મેહેતાજી પોપટ જીવરાજ. ૧

શેઠ, ઓધવજી ભીમા. ૧

**પરચુરણ ૧૦**

રા. હરજીવન ગીલા ઓઝા. આટકેટ. ૧
મુ. ૧. કાકા મુળશંકર લીલાધર સાતુદરસ્કુ.ગા.૧
ભાઇ મુળશંકર મયાશંકર. પ્રોળ ૧
રા. જેશંકર વિશ્વનાથ ત્રવાડી ક. મે. ૧
" દયાશંકર બાવાભાઇ રાજકોટ. ૧
" રૂપચંદ ગાંગજી પાડાસણના મહેતાજી. ૧
" મણીશંકર ધારસી કોઠારી. ગોંડલ. ૧
" જસરાજ રણછોડ પટેલ. સ્કુ. મા. ભેંસાણ, ૧
સુ. વ. કાકા શીવશંકર લીલાધર બલધોઈ. ૧
રા. પ્રાણશંકર પ્રેમજીભટ ખીરસરા હા. વજેશંકર ૧

કુલ ૨૩૨

**ચોપડીઓ પહોંચે ગ્રાહકોએ મેહેરબાની કરી તાકીદે લવાજમ વાળવું.**

ગુણથી ભરપુર; સાંત, શૃગાર, વીર, કરૂણા, હાસ્ય, અદભૂત, આદિ રસથી પરીપૂર્ણ, ઉપમા રૂપક, ઉત્પેક્ષા, અતિશ્યોક્તિ, અન્યોક્તિ, કાવ્યલિંગા, સંભાવના, અનૂગુણા, ભાવિકા, ઇત્યાદિ અલંકારમય આ લઘુ પણ મહાન લક્ષણવંત થોડીજ મુદતમાં બહાર પડશે. અગાઉથી કિંમત ૨૦–૬–૦ તથા પાછળથી ૦–૮–૦ છે. પોસ્ટ ખર્ચ જૂદુ. પૂસ્તક છેડે નામ પ્રસિદ્ધ થશે. લેનાર ગ્રાહકોએ નીચેને ઠેકાણે લખવું. તથા સરધારમાં આ પુસ્તકના બનાવનારને લખવાથી પણ મળશે.

જુનાગઢ
ખાસાં બજાર રોડ } વી૦ મોહનજી પ્રેમજી. ગ્રંથકર્તા.

# सर्वोपरी दुःख दर्शक नाटक.

ઉપરની ચોપડી ઓપેરા રૂપમાં રચાઇ બાહાર પડશે. કીંમત ફકત ચાર આના. આ રસિક પુસ્તકના ગ્રાહક થવું હોય તેણે પોસ્ટપેઇડ પત્રથી નીચેને ઠેકાણે લખવું.

વી૦ બાવા ઝીણા ત્રવાડી વૈદ્ય.

મુ૦ સરધાર–રાજકોટ મધ્યે.

# “विजयराज ने शुशील सुंदरी नाटकनां गायनो.”

એ નામની રસિક ચોપડી ઓપેરા રૂપમાં રચાઈ બહાર પડશે. અગાઉથી લેનાર ગ્રાહક કનેથી પોસ્ટેજ સુદ્ધાં ફક્ત અઢી આના. પાછળથી વધારે પડશે. જે સાહેબોને જોઈએ તેમણે પેડ પત્રથી નામ નોંધાવવા. પૂસ્તક છેડે નામ પ્રસિદ્ધ થશે. આવી સોનેરી તક કોણ જવા દેશે!

| | |
|---|---|
| મુ૦ સરધાર. | વી૦ નમ્ર સેવક. |
| રાજકોટ થઈને. | ઉમીઆશંકર નથુ. ઓઝા. |

—— ——

“सदबोध वार्ता संग्रह” નીચેને ઠેકાણેથી રોકડી કીમતે મળશે.

**સરધારમાં**—સદરહુ પૂસ્તકના બનાવનાર પાસેથી.

**જામનગરમાં**—શ્રી. શુ. સ. ના મંત્રી ત્રવાડી જટાશંકર લીલાધર હાઈસ્કુલના માસ્તર સા. પાસેથી.

**જુનાગઢમાં** મધુ મુણી નાટક કર્તા રા. રા. મોહનજી પ્રેમ પાસેથી. ઠે૦ છાયાં બજારમાં.

**વીરપુર**—રા. રા. દવે દયારામ પ્રેમજી પ્રા. મા. કનેથી.

**રાજકોટમાં**—રા, રા. હરીશંકર નરસિંહરામ પંડ્યા. દેરાસેરીમાં મા મે. છગનલાલ વલ્લભજી બેડીને દરવાજેથી.

| | |
|---|---|
| મુ૦ સરધાર. | વિ૦ નમ્ર સેવક. |
| | ઉમીઆસંકર નથુ. ઓઝા. |
| રાજકોટ થઈને. | સ. વા. બનાવનાર. |

